# લોહાણા પ્રજાનો ઇતિહાસ

## અને

## અવલોકન

(અવિદિત ઘટનાઓની સમાલોચના સાથે)


નારાયણજી ગોકળદાસ ડોસાણી

૧૨૩, ગુલાલવાડી: મુંબઇ ૪.



પ્રકાશક:

દેવજીભાઇ ત્રિકમદાસ ઠક્કર

બી. એ. એલ.એલ.-બી.

હાઇકોર્ટ પ્લીડર: મુંબઇ ૨

સોલ એજન્ટસ:

સેવાસમિતિ પુસ્તકાલય

૧૨૩, ગુલાલવાડી: મુંબઇ ૪.

કિમ્મત રૂપિયો દોઢ

# લોહાણાપ્રજાનો ઇતિહાસ

અને

## અવલોકન

( અઘટિત ઘટનાઓની સમાલોચના સાથે )

—:o:—

લેખક:

**નારાયણજી ગોકળદાસ ડોસાણી**

કર્તા: } લોહાણા રત્નમાળા;
સ્વર્ગમાં સેશન્સ વગેરે

૧૨૩, ગુલાલવાડી, મુંબઇ નં. ૪

પ્રકાશક:

**દેવજીભાઇ ત્રીકમદાસ ઠક્કર**

બી. એ. એલએલ. બી.

હાઇકોર્ટ પ્લીડર, મુંબઇ

સોલ એજન્ટસ:—

**સેવાસમિતિ પુસ્તકાલય**

૧૨૩, ગુલાલવાડી, મુંબઇ નં. ૪.

સંવત ૧૯૮૨ } પ્રથમાવૃત્તિ { સન ૧૯૨૬

કિમ્મત રૂપિયો દોઢ

# નિવાપાંજલિ

મારા વ્હાલા સ્વર્ગસ્થ ભાઇ

માધવજી ગોકળદાસ

ડોસાણી

ને

# પ્રકાશકના બે બોલ:



**જ્યારે** લેખક અને પ્રકાશક બે ભિન્ન વ્યક્તિઓ હોય છે ત્યારે પ્રકાશકે પુસ્તક સાથે પોતાનું નામ કેવા સંયોગોમાં જોડાવા દીધું તે સંબંધી ખુલાસાના બે બોલ પ્રકાશક તરફથી આવવા જોઇએ.

આજે લગભગ કેટલાંક વર્ષો થયાં જ્ઞાતિની હીલચાલોમાં મેં વિરક્તતા ધારણ કરી છે. ત્રણેક વર્ષપર મારા એક મિત્રે "આપણે લોહાણા" "રઘુવંશી" કે "બાંવઠા" એ વિષયપર શ્રીયુત રાઘવજીભાઇ પુરૂષોત્તમે એક ઇનામી નિબંધ સબંધની આપેલ જાહેરખબર-પર મારૂં લક્ષ ખેંચ્યું; પરંતુ જ્ઞાતિપ્રશ્નોની બાબતમાં મારી ઉદાસીનતાના કારણે મેં તે તરફ કાંઇ લક્ષ આપ્યુ નહિ; ત્યારબાદ ભાઈ લાલજી નાગજી ગણાત્રા મારાપર "લોહાણા હિતેચ્છુ"ના અંકો મોકલતા હતા, તેમાં શ્રીયુત હીરાલાલ હરજીવન ગણાત્રાએ ઉપરોક્ત વિષયપર લખેલ ઇનામી નિબંધમાંની પ્રસ્તાવના મારા વાંચવામાં આવી. લંડનની એમ. એસ. સી. ઇકોન, અને તે ઉપરાંત બી. એ. એલ.એલ. બી. અને બારીસ્ટરની ઉપાધિ ધરાવનાર અને સાક્ષરોમાં ખપતા વિદ્વાન જ્ઞાતિબંધુ તરફથી લખાએલ બેભત્સિક અને તિરસ્કારણીય પ્રસ્તાવના અને કચ્છી લોહાણાઓ પ્રત્યે ઘોર અપમાન અને ધિક્કાર દર્શાવતો નિર્લજ્જ લેખ વાંચી મને ક્રોધ ચઢયો; અને આવા લેખ લખનાર સામે કાંઇ ઉગ્ર પગલાં ભરવા માટે મેં કચ્છી લોહાણા મહાજનને એક અરજ કરી. અને લગભગ મારી દશેક વર્ષની વિરક્તિનો ભંગ કર્યો. ક્રોધના આવેશમાં પ્રતિજ્ઞા પાળી ન શકાઇ અને જ્ઞાત્યાભિમાન અને આવેશ પ્રબળ થયાં.

આ ઇનામી નિબંધની બે સમીક્ષાઓ લખાઇ છે, અને તેમાંના એકમાં મેં મારો યથાશકિત ફાળો આપ્યો છે. ભાઇ નારાયણ વિસનજી ઠક્કુર પોતાની સમીક્ષાના પુસ્તકમાં જણાવે છે કે:—

"રા. ભાઈ લાલજી નાગજી ગણાત્રાએ રા. જયકૃષ્ણ વર્માના લખેલા એ ગાળિપ્રદાન પ્રસ્તાવિકને પોતાના પત્રમા તેના પ્રકાશન પૂર્વે પ્રકાશિત કરીને મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજન તથા સમસ્ત લોહાણાજાતિને ભયંકર અપમાન પહોંચાડવાનો પ્રથમવાર જ પ્રયત્ન કર્યો છે એમ નથી; કારણ કે, બહુધા છેલ્લા ત્રણ કે ચાર વર્ષથી રા. લાલજી નાગજી ગણાત્રાએ કોઈ પણ પ્રકારના કારણ વિના કચ્છી લોહાણાઓપર નાના પ્રકારના આક્ષેપો કરવાના, કચ્છી લોહાણાઓને નિંદવાના, મુંબઈના શ્રી કચ્છી લોહાણા મહાજનની અવગણના કરવાના, અને તેમ કરીને પોતાના પત્રના "લોહાણા હિતેચ્છુ" નામને બદલે "લોહાણા વૈરચ્છુ" નામની સાર્થકતા કરી બતાવવાના ભયાનક વ્યવસાયને આરંભી દીધો છે અને તેનું પરિણામ એ થયું છે કે લોહાણા કોન્ફરન્સના જન્મદાતા—પિતા સ્વ. કાનજી ઓધવજી હિંડોચાની તેમજ કચ્છી લોહાણા કોન્ફરન્સના અન્યાન્ય

સ્વર્ગીય તથા વિદ્યમાન અગ્રેસરોની કચ્છી, હાલાઈ, ઘોઘારી તથા ગુજરાતી વિભાગોમાં પરસ્પર ઐક્ય, અનુકંપા, પ્રેમ, તથા સંપ આદિને સ્થાપવાની જે પ્રબળ ઇચ્છા હતી તે ઈચ્છાની સર્વથા નિષ્ફળતા થઈ જવાની અને તેને બદલે ભેદભાવ, તિરસ્કાર, વૈર અને કુસંપ આદિનો જ્વાળામુખી ફાટવાની અણીપર આવી લાગ્યો છે. ( સમીક્ષા પાનાં ૧૩૦-૧૩૧-૧૩૨ )

ભાઇ નારાયણ ઠક્કુર પોતાની સમીક્ષામાં આગળ જતાં જણાવે છે કે :—

રા. ભાઇ લાલજી નાગજી ગણાત્રાએ પોતાના "લોહાણા હિતેચ્છુ" પત્રદ્વારા તેમજ કેટલીક અન્ય પ્રવૃતિઓદ્વારા કચ્છી લોહાણાઓને ધિક્કારપાત્ર રીતિથી હીણવાના અત્યાર સુધીમાં જે જે પ્રયત્નો કરેલા છે તે સર્વે પ્રયત્નોને આ પુસ્તકમાં જ પ્રકાશમાં લાવવાનો તથા તેમના સર્વ આક્ષેપોના સમર્પક ઉત્તરો આપવાનો—માત્ર એટલુંજ નહીં પણ જે કેટલાક સુશિક્ષિત, વિદ્વાન, બુદ્ધિશાળી તથા અનુભવી હાલાઈ લોહાણા અગ્રેસરોએ લોહાણા પરિષદોના પ્રસંગે પોતાનાં ભાષણોમાં ઉચ્ચ- રેલાં વચનોનો પોતે જ ભંગ કરીને મુંબઇના શ્રીકચ્છી લોહાણા મહાજન, તેમજ સમસ્ત કચ્છી લોહાણા જ્ઞાતિનો જે તિરસ્કારપાત્ર અનાદર કરવા માંડયો છે અને ઐક્ય સ્થાપનાની ભાવનાને સર્વથા તિલાંજલી સમર્પી દીધી છે: એ રહસ્યને પણ પ્રકાશિત કરી દેવાનો અમારો મનોભાવ હતો; પરંતુ તે વિભાગ ૧૫૦ પાનાથી પણ મોટો થવાનો અને તેટલા વિભાગને છપાવતાં લગભગ દોઢ મહિના જેટલો સમય વીતી જવાનો સંભવ હોવાથી અમારે તે વિભાગને પ્રકાશિત કરવાનું કાર્ય અનિચ્છા- પૂર્વક બે મહિનાને માટે મુલતવી રાખવું પડયું છે. ( નારાયણ ઠક્કુરની સમીક્ષા: પાનું ૧૩૩-૧૩૪ )

ભાઇ નારાયણ ઠક્કુરનાં આ વાક્યો જ્યારે મારા વાંચવામાં આવ્યાં: ત્યારે મને મારા ભોળા કચ્છી ભાઇઓને કેટલાક ખટપટી હાલાઈ, ઘોઘારી ભાઇઓએ વખતોવખત કેવી રીતે બનાવ્યા હતા, તેમાંના મારા અનુભવમાં આવેલા કેટલાક પ્રસંગો મને સ્ફુરી આવ્યા, અને તેની સાથે 'લોહાણા હિતેચ્છુ'ના કચ્છી લોહાણાઓને હલકા પાડવાના, તેમને અકારણ નિંદવાના અને કેટલાક એકપક્ષી લેખોનું પણ સ્મરણ થયું. તે ઉપરાંત "લોહાણાબંધુ"માં મારા કચ્છી લોહાણા સાક્ષરબંધુ આનંદજી મુલજી નથુનું "લોહાણા હિતેચ્છુ" પત્રે પ્રગટ કરવા ના પાડેલ એક ચર્ચાપત્ર પ્રગટ થયેલ હતું તે પણ મને યાદ આવ્યું, અને ચાતક પક્ષી જેમ વરસાદની રાહ જુએ તેમ મારા વિદ્વાન બંધુ નારાયણ ઠક્કુરના હાથે લખાયેલ સમીક્ષાના દ્વિતિય ભાગની મેં રાહ જોયા કરી, પરંતુ તેમાં મને સંપૂર્ણ નિરાશા મળી.

એ અરસામાં 'લોહાણા રત્નમાળા'ના કર્તા ભાઇ ડોસાણી, કે જેઓ એક સાચા સમાજ- સેવક સાથે લોહાણા સંસ્કૃતિના ચાહક જ્ઞાતિસેવક છે: તેમણે મારી પાસે રાજકોટવાળી અનિ- ચ્છિત ઘટના સંબંધે વાત કરી કે : "જ્ઞાતિમાં અનીતિને ઉત્તેજન આપનાર આવાં કામો ચાલુ રહે તો લોહાણાઓની પવિત્ર સંસ્કૃતિનો વિનાશ થઇ જાય. અને આ દૂષિત કામથી- જ્ઞાતિના વિભાગોમાં કુસંપનાં બીજ રોપાયાં છે તે અસહ્ય છે: આ બાબતમાં આવશ્યક સાધનો એકઠાં કરી મેં સમગ્ર જ્ઞાતિના ભલા માટે 'લોહાણા પ્રજાના ઇતિહાસ' સાથે "સમાલોચના" વિભાગ જોડી પુસ્તક લખીને તૈયાર કર્યું છે."

એ ભાઇએ લખેલ પુસ્તક સાદ્યંત વાંચ્યા બાદ મેં મારૂં નામ પ્રકાશક તરીકે આપેલ છે.

" મુંબઈમાં જે વેળાએ ઈ. સ. ૧૯૧૦માં પ્રથમ લોહાણા પરિષદનો સમારંભ થવાનો હતો તે સમયથી જ હાલાઈ લોહાણા ભાઈઓએ કચ્છી લોહાણાઓની અકારણ છેડતીઓ કરવાનો જે આરંભ કર્યો હતો: તેનો અદ્યાપિ અંત નથી આવ્યો અને ' લોહાણા હિતેચ્છુ'નો તો કચ્છી લોહાણાઓને પીલવાનો આજકાલ એક નિત્યનો વ્યવસાય જ થઈ પડ્યો છે. " ( રા. ઠક્કુરની સમીક્ષા: પાના ૧૩૨, ૧૩૩ )

ભાઇ ઠક્કુરનાં આ વાક્યો શબ્દશ: ખરાં છે, અને પ્રથમ લોહાણા પરિષદના સમયથી હાલાઇ લોહાણાઓએ કચ્છી લોહાણાઓની જે અકારણ છેડતીઓ કરી છે: તેમાંના કેટલાક દુ:ખદ પ્રસંગો મારા પોતાના અનુભવમાં આવેલા છે, પરંતુ તે સર્વનો અત્રે ઉલ્લેખ કરી મારા કચ્છી અને હાલાઇ ભાઇઓના મન ઉંચાં કરવાં અને બળતામાં ઘી હોમવું એ મને વ્યાજબી નથી લાગતું.

ભાઇ ડોસાણીએ આ પુસ્તકમાં જે ઘૃણિત ઘટનાનો વિસ્તારપૂર્વક ઉલ્લેખ અને સમીક્ષા કરી છે તે પ્રસંગ આવા દુ:ખદ પ્રસંગોની પરાકાષ્ટા હતી, અને તેવા એક પ્રસંગથી જ પણ આપણા હાલાઇ અને ધોધારી ભાઇઓ ધોડે લખે ઘણું કરી જાણે અને વિચારે અને કચ્છી ભાઇઓની શાન્તવના અર્થે, પરસ્પર પુનરપિ ઐક્ય સાધવા માટે કોઇ કલ્યાણકારી માર્ગ ગ્રહણ કરે તો ભાઇ ડોસાણીના શ્રમની સંપૂર્ણ સાર્થકતા થાય.

રાજકોટવાળી ઘૃણિત ઘટનામાં રાજકોટ રાજ્યના એક વખતના મુખ્ય કારભારી હરજીવનદાસ ભવાનભાઇ કોટક અને પૂજ્યપાદ નથુરામ શર્માના શિષ્ય રાજકોટના પ્રતિષ્ઠિત વકીલ ગોવરધનભાઇ લાધાભાઇ પક્ષકાર થઇ સામેલ થયા તે માટે આપણો દરેકે દરેક લોહાણો બંધુ ખેદ પામ્યા વગર રહેશે નહિ.

આવી ઘૃણિત ઘટનાને આપણે આપણા લોહાણા ઇતિહાસમાં રહેવા દઇએ, અને આપણી જ્ઞાતિમાં, પરજ્ઞાતિની વિવાહીત સ્વામીથી ત્યજાયલી નહીં, પણ વિવાહીત પતિનું ઘર ભંગાવી હરણ કરી લાવેલી "પરકીયા સ્ત્રીથી ઉત્પન્ન થયેલ 'જારજ' બાળકોને લોહાણા જ્ઞાતિ જેવી ઉચ્ચ મનાતી જ્ઞાતિ પાવન કરે, અને પાશ્ચિમાત્ય દૃષ્ટિએ પણ ઘૃણિત અને નીતિભ્રષ્ટ મનાતી ઘટનાને ઇષ્ટ અને અભિનંદનીય ગણે, અને putative father ( બાળકોનો જન્મદાતા ) પિતા જ્ઞાતિના જે વિભાગનો હતો, તે વિભાગ આવાં જારજ બાળકોને જ્ઞાતિમાં ભળવા દેવા સખ્ત વિરોધ દર્શાવે અને જ્ઞાતિમાં 'બંધુપ્રેમ—ઐક્યતા અને સેવાના શુભ અંકુર સ્ફુરાયલા નિરંતર પ્રયત્નો કરવાનો' દંભ કરનાર 'લોહાણા હિતેચ્છુ'ના તંત્રી ભાઇ લાલજી નાગજી ગણાત્રા, પોતાને મુંબઇના કચ્છી લોહાણા મહાજન તરફથી આવાં ઘૃણિત કાર્યમાં પક્ષકાર ન થવા અને આવું અઘટિત કૃત્ય અટકાવવા પોતાની લાગવગનો ઉપયોગ કરવા ભલામણ કરનારા પત્ર તથા તાર મળ્યા છતાં તેવા વિરોધને—તે વિભાગના ઠરાવને—તેના પત્ર અને તારોને ઠોકરે મારી સુધારાની દૃષ્ટિએ—અરે, જ્ઞાતિ કલ્યાણેચ્છકોની દૃષ્ટિએ પણ આ ઘૃણિત કાર્ય થવા દે એના કરતાં જ્ઞાતિને અધોગતિએ પહોંચાડનાર બીજું શું કાર્ય હોઇ શકે ?

ભાઇ ડોસાણીએ નિડરતાથી, તેમને સાંભરેલો અને મળેલી માહિતી ઘૃણિત ઘટનાને પ્રકાશમાં આણી છે તે માટે તેમને શતશઃ ધન્યવાદ ઘટે છે. અને આવા કાર્યમાં મેં મારૂં નામ જોડાવા દીધુ છે, તેમાં મેં મારી જ્ઞાતિની કંઇક સેવા બજાવી છે, એમ હું માનું છું.

અંતમાં મારે ભાઇ ડોસાણીના વિચારોથી આગળ વધીને જણાવવું જોઇએ કે જેવી રીતે આ ઘૃણિત ઘટના આપણી જ્ઞાતિના ઇતિહાસમાં ન રહે, એવાં પગલાં ભરવાની દરેકદરેક ગામના આપણા જ્ઞાતિ મહાજનોની જરૂરી ફરજ અને જવાબદારી છે, તેવી જ રીતે કચ્છી લોહાણા જ્ઞાતિને મોકળેથી મૈબ્રતિક ગાળો ભાંડનાર, અંગ્રેજી મૂળાક્ષરના પાંચ સાત અક્ષરોની ઉપાધિથી વિભૂષિત પંડિતમન્ય બારીસ્ટર જયકૃષ્ણ વર્મા અને તેમના સંબંધી રૂા. ૫૦૦) ના નજીવા ઇનામને માટે લોહાણાઓનો ઇતિહાસ લખવાના ઓઠા નીચે ચર્વિતચર્વણ કરનાર અને લોહાણા ઇતિહાસમાંથી **त्यजन्ति शूरवत दोषान गुणान गृह्णन्ति साधवः दोषान ग्राही गुणान त्यागी चालनिरिव दुजनाः ।** અર્થાત: સાધુપુરૂષો સુપડાની માફક ગુણોનું ગ્રહણ કરે છે, પણ દૂર્જનો ચાળણીની માફક છોતાંને રહેવા દે છે ને ગુણવાળી વસ્તુઓનો ત્યાગ કરે છે. તેવી રીતે લોહાણાઓની મહત્તા દર્શાવતા દરેક ગુણને બાજુએ મૂકી માત્ર તેમનાં છિદ્રોજ જાહેરમાં લાવવા માટે લોહાણાજ્ઞાતિના ઇતિહાસનાં પાનાં ફેરવનાર અને પોતાની જ્ઞાતિને પૈસે સોલિસીટરની પદવી મેળવનાર કૃતઘ્ની ભાઇ હીરાલાલ હરજીવન ગણાત્રા માટે પણ કચ્છીભાઇઓના શાન્તવનાર્થે દરેક ગામના લોહાણા જ્ઞાતિમહાજને કાંઇક કરી પોતાની કર્તવ્યપરાયણતા દર્શાવવી જ જોઇએ.

ભાઇ લાલજી નાગજી ગણાત્રાએ આ ઘૃણિત ઘટનાઓમાં જે અનિચ્છનીય ભાગ ભજવ્યો છે તે ભાઇ ડોસાણી મારફતે આ પુસ્તકમાં પ્રકાશમાં આવ્યું છે તેટલુંજ બસ છે, એથી વધુ મારે કંઇ કહેવાનું નથી. અંતમાં પરમેશ્વર પાસે :—

**सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।**
**सर्वे भद्राणि पश्यन्तु मा कश्चित् दुःखमाप्नुयात् ॥**

આવી પ્રાર્થના કરી હું અત્રે વીરમું છું.

લી૦

દેવજી ત્રીકમદાસ ઠક્કર

બી. એ. એલએલ. બી.

વકીલ, હાઇકોર્ટ: મુંબાઈ.

**ગ્રંથ લેખક:-**



**નારાયણજી ગોકળદાસ ડોસાણી.**

તંત્રી: સમાજજીવન. વ્યવસ્થાપક: સેવાસમિતિ પુસ્તકાલય.

લેખક અને પ્રકાશક: } લોહાણા રત્નમાળા.<br>સ્વર્ગમાં સેશન્સ.

# ઉપોદ્ઘાત

કુદરતી સંકેત સિવાય આ જગતમાંનું એક પાંદડું પણ હલી શકતું નથી, આ જગજાહેર માન્યતામાં અમને શ્રદ્ધા છે. કેટલીક વાર હાથ ધરેલા કાર્યને જલદીથી બહાર પાડવાની તીવ્ર ઇચ્છા હોવા છતાં પણ જ્યારે અવનવા સંજોગોમાં અણધાર્યો વિલંબ થાય છે ત્યારે તે અગમ્યની ઇચ્છા ઉકેલવાને અસમર્થ માનવીહૃદય દુઃખાય છે; પરંતુ તેમ વિલંબ એ મહાન વિભુના શુભ સંકેત સમાયલા હોય છે: જીવનમાં આવા કેટલાય પ્રસંગો અનુભવ્યા પછી મારી ઉપરોક્ત શ્રદ્ધા વધુ દૃઢ થઇ છે.

સન ૧૯૨૪ના મે માસમાં 'લોહાણા રત્નમાળા'નો પૂર્વાર્દ્ધ ભાગ બહાર પડ્યા પછી મને અનેક જ્ઞાત્યાભિમાની ભાઇઓ તરફથી તેમાંનો ઐતિહાસિક વિભાગ જુદા પુસ્તક રૂપે છપાવીને વેચવાની સૂચના કરવામાં આવી. આજના પ્રગતિયુગમાં દરેક સંસ્કારી જાતિનાં ભાઇ બહેનોએ પોતાના પ્રાચીન ગૌરવાન્વિત ઇતિહાસથી જાણીતા થવાની ખાસ જરૂર છે એની કોઇથી ના પાડી શકાય તેમ નથી: ઇતિહાસને જુદા પુસ્તકરૂપે બહાર પાડવાથી તેની કિંમત ઓછી રહેતાં સર્વ સાધારણ ભાઇ બહેન પણ તે સહેલાઇથી ખરીદી શકે: તેથી ભાઇઓની એ વ્યાજબી સૂચનાનો તુરતમાં જ અમલ કરવાનો મેં નિશ્ચય કર્યો પણ પ્રભુના સંકેત કંઇક જુદા જ હતા.

સન ૧૯૨૩ ના જુન માસમાં 'આપણે લોહાણા રઘુવંશી કે આંવદ' ? નામક ઇનામી નિબંધ બહાર પડ્યો. આ ઇનામી નિબંધના લખનાર તથા તેમાંની પ્રસ્તાવના લખનાર બન્ને ગુજરાતી વિદ્વાન ભાઇઓ છે. નિબંધ લખનારે ઇનામની લાલચે અને પ્રસ્તાવના લખનારે લખનાર તથા પ્રગટ કરનાર બન્ને તરફના પક્ષપાતથી લોહાણા જેવી પવિત્ર ક્ષત્રિય જાતિને બ્રહ્મઘાતક, ક્ષત્રિય અને એવાંજ બીજાં હીનતાદર્શક વિશેષણોથી નવાજી. પ્રસ્તાવનાનું લખાણ કચ્છી ભાઇઓનું ભયંકર અપમાન કરનારૂં હોવાથી કચ્છી ભાઇઓનાં દીલ દુખાયાં અને આખીય લોહાણા આલમમાં ખળભળાટ મચી રહ્યો. આ પુરસ્કાર થયેલા નિંદાજનક ઇનામી નિબંધના બબ્બે પ્રતિવાદો લખાઇ બહાર પડયા.

નિંદાજનક ઇનામી નિબંધ બહાર પડયા પછી માત્ર અઢી ત્રણ માસના ટુંક અરસામાં જ એટલે સન ૧૯૨૩ ના સપ્ટેમ્બર માસની ૧૪મી તારીખે મુંબઇના શ્રી કચ્છી લો. મહાજનથી સદાને માટે બહિષ્કૃત થયેલા મરહુમ ઠા. કેશવજી દેવકરણના રેખાત ભાટિયાણી બાઇ કુંવરબાઇથી ઉત્પન્ન થયેલ બાળકોને, રાજકોટના લો. મહાજને મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજનના તાર ને ઠોકરે મારી લોહાણા ઠરાવવાનું અઘટિત પગલું ભર્યું.

એક તો ત્રણ માસ પહેલાં બહાર પડેલા નિંદાજનક નિબંધથી કચ્છી ભાઇઓનાં દીલ દુભાયાં હતાં અને બીજી આ ઘટનાથી બળતામાં ઘી હોમાયા જેવું થયું.

સન ૧૯૧૦ ની પ્રથમ પરિષદ વખતે કોઇ લોહાણા ગ્રન્થીપત્રીએ 'હાલાઇ, લોહાણી કરતાં કચ્છી ભાઇઓ સંસારિક રિવાજોમાં ઉતરતા છે' એવો બાંગડો વાટેલો તે સાથે 'હાલ લોહાણા સંઘની સંમતિ નથી' એવું જાહેર કરવા હાલાઇ લોહાણાનું મહાજન એકત્ર ઠરાવ પસાર કર્યો અને કચ્છી લો. મહાજન ઉપર તેમના શાન્તવનાર્થે મોકલી આપ્યો અને રાજકોટ મહાજનનો આ અઘટિત ઠરાવ ભયંકર રીતે કચ્છીભાઇઓની લાગણી કરનારો હોવા છતાં હાલાઇ લોહાણાભાઇઓનું રુવાળુંય ફરકતું નથી; એ જોઇ 'રાજકો મહાજનના આ અઘટિત આચરણમાં સર્વ હાલાઇ લો. ભાઇઓની ગર્ભિત સંમતિ એ બનવાજોગ છે' એવું તરણું કચ્છીભાઇઓના હૃદયમાં લાગી આવ્યું. આ ગંભીર સ્વરૂપ પકડયું. અરસપરસ અવિશ્વાસ અને અસંતોષની લાગણી છુપી રીતે વધ જતી જણાઇ.

ત્રણે વિભાગની એકતા અત્યારે માત્ર કહેવાની જ એકતા હોય એમ ખેદપૂર્વક કહેવું પડે જ્ઞાતિપ્રગતિનાં કેટલાંક કાર્યોથી જણાઇ આવે છે.

ડહોળાયલા આ વાતાવરણના અવલોકનને અંતે મને એવું જણાયું કે જાતિ ઇતિહાસના છપાતા જુદા પુસ્તક સાથે આ ઘૃણિત ઘટનાઓની સમાલોચના કરીને આપણા આવે અને સત્ય વસ્તુસ્થિતિથી જો આપણા ભાઇઓ જ્ઞાત થાય તો જરૂર અરસપરસ ગેરસમજુતીઓ ટાળવાને જ્ઞાતિપ્રિય પુરૂષો તરફથી પ્રયાસો થાય અને ત્રણે વિભાગો ભયમાં આવી પડેલ એકતા પુનઃ અતૂટ બને. લોહાણા જાતિના ત્રણે વિભાગોમાં સામા મતભેદો દૂર થઇ પુનઃ એકદિલી સ્થપાય એ એકજ પવિત્ર હેતુએ આ ઇતિહાસ સા સમાલોચના વિભાગ પણ આપવો એવો મેં નિશ્ચય કર્યો.

કેટલીક વિવાદાસ્પદ બાબતોમાં ઉપરટપકેની માહીતીઓથી કામ નથી ચાલતું. ઘણ વખત આવી બાબતોમાં ઉતાવળ કરવાથી લેખકને હાથે સત્યનો છળ થઇ જાય છે અ તેના પરિણામો તેના સદ્‌પ્રેરિત હેતુ કરતાં જુદીજ રીતે આવે તો તે ઉલટો પાપભાગ બને છે. એટલા માટે ધીરજથી આ અનિશ્ચિત ઘટનાઓના ઊંડાણમાં ઉતરી તેને લગત માહીતીઓ મેળવવાનો પ્રયત્ન મેં આરંભ્યો. આ વિષય હાથ ધર્યાને માત્ર થોડો જ સમ વ્યતિત થયો હશે કે તુરતજ મારાં પૂજ્ય માતુશ્રીની ગંભીર માંદગીના સમાચાર આવવાથી તે બધી પ્રવૃત્તિને પડતી મૂકીને દેશમાં જવાનું થયું. લગભગ ૬ માસ જેટલી મુદ્દત એ જનનીની સેવામાં રહેવામાં ગઇ અને આખરે સંવત ૧૯૮૧ ના જેઠ સુદ ૯ સોમવારના દિ મારાં એ વ્હાલસોઇ જનની સ્વર્ગે સંચર્યાં. માતૃવિહોણા બની, ભાંગી પડેલા હૃદયે સં. ૧૯૮૧ ના અષાડ માસના અંતે પુનઃ મુંબઇ આવ્યો. ચાલુ રહેલી જાહેરખબર પરથી મને સદરહુ ભાટિયાણી બાઇ કુંવરબાઇના સોલીસીટરો તરફથી નોટીસ અષાડ માસ લગભગ મળી હતી અને તે નોટીસે કેટલીક દિશામાં મને વધુ સાવચેતીથી તપાસ કર વાનું શીખવ્યું:

મુંબઇ આવ્યા પછી સમાલોચનાને અંગે અધુરાં રહેલાં સાધનો મેળવવાનો પ્રયત્ન આરંભ્યો. અને આવા વિચિત્ર સંજોગોમાં પસાર થઇને મોડો મોડો પણ આ ગ્રંથ આજે અમારા ભાઇ બહેનોના કરકમળમાં મુકવા, હું એ પરમપિતા પરમાત્માની કૃપાએ ભાગ્યશાળી થયો છું. એ માટે એ જગદીશ્વરનો આભાર માનું છું

સંસ્કારિતાનું મુખ્ય લક્ષણ સ્વમાન જે જાતિનો વારસો છે; ધર્મ, સંસ્કૃતિ અને સ્વમાન સાચવવા જે જાતિનાં પૂર્વજોએ હસતે મુખડે પ્રાણોના બલિદાન આપી આ સંસારમાં અગત્યનો ભાગ ભજવ્યો છે; તેવી પ્રાચીન વીર-ક્ષત્રિય લોહાણા જાતિનો ઇતિહાસ અતિ ઉજ્જવળ છે. જગતનાં ઘણાં ઉદ્ધાર ક્ષત્રિયોએજ કર્યો છે. ચડતીના પ્રબળ ઉછાળા અને પડતીના ભયંકર સંકટભર્યા સમય જેણે જોયા છે: તે ઇતિહાસપ્રસિદ્ધ લોહાણા પ્રજાની સંસ્કૃતિનો ઇતિહાસ બહાર પડે એ સ્વપ્નાં સેવવામાં મને અધિક આકર્ષણ દેખાતું હતું.

સ્વ. જેમ્સ ટોડ કહે છે કે: "કોઈ પણ પ્રજાનો ઇતિહાસ લખતા પહેલાં તે પ્રજામાં ઇતિહાસ વિષયક લોકમાન્યતાનું અવલોકન કરવું જોઇએ અને તે ઉપરાંત સપ્રમાણ ઇતિહાસ ચાલતી આવેલી દંતકથાઓમાંથી પણ તારવી શકાય છે."

સ્વ. જેમ્સ ટોડના કથન મુજબ પ્રજાનો ઇતિહાસ તેની લોકમાન્યતા અને દંતકથાઓમાંથી તારવી શકાય છે એ ખરૂં, પણ તે ઉપરાંત તે પ્રજામાં ચાલતા આવેલા સાંસારિક, વ્યવહારિક, ધાર્મિક રીતરિવાજો, તથા કુળપ્રથાઓનું અવલોકન પણ તેની ઇતિહાસવિષયક માન્યતા ને ચાલતી આવેલી દંતકથાઓને સચોટ પુરવાર કરવામાં અગત્યનું સાધન થઇ પડે છે. અને તે પ્રમાણે અહીં આપણી જ્ઞાતિમાં ચાલતા આવેલા રીતરિવાજો પણ આપણી 'રઘુવંશી' હોવાની જમાનાઓ થયા રચાયલી, જીવનપ્રેરિત માન્યતાને કેટલી પુષ્ટી આપે છે તે દર્શાવવાનો આ ઇતિહાસમાં કંઇક પ્રયાસ કર્યો છે, જે વાંચનારને ઉપયોગી થઇ પડયા વગર રહેશે નહિ એમ હું માનું છું. કોઇ પણ જ્ઞાતિના ઇતિહાસઆલેખન કાર્યમાં આ વસ્તુ બહુ અગત્યની છે એમ જણાયા શિવાય રહેશે નહિ!

જેના ભાગ્યમાં અપજશની કાળી ટીલી લખાયલી હતી એવા એક ચચ્ચને બાજુએ રાખીએ તો આપણા ઇતિહાસમાં સારસ્વત બ્રાહ્મણોએ પણ સ્વમાન રક્ષામાં અગત્યનોભાગ લીધો છે. તેની ઐતિહાસિક મહત્તા પણ અમાપ છે. સંસારની વ્યવસ્થા રચવાના એ શોખીન મહારાજો પણ આપણી સાથે રણક્ષેત્રમાં ઝુઝ્યા હતા. ઇતિહાસ એની સાક્ષી પૂરે છે. તેઓએ યજમાનવૃત્તિ કરી વિદ્યા સંપાદન - કરી; વિદ્યા, ધર્મ ને સંસ્કારને સજીવ રાખ્યા એની કોઇથી ના પાડી શકાય તેમ નથી. આજે એ જાતિએ પણ પોતાની ભૂતપૂર્વ પ્રતિભા લગભગ ગુમાવી હોવા છતાં લોહાણા જાતિએ એ પ્રાચીન પુરોહિત–યજમાનનો સંબંધ આજાવધિ જાગરી રાખ્યો છે એમાં એની ઉદારતા છે, ટેક છે, મહત્તા છે, જૂની ખાનદાનીછે.

બંગાળ, બિહાર, પંજાબ, સિંધ આદિ પ્રદેશોના મારા પર્યટનમાં ઇતિહાસઆલેખનની દ્રષ્ટિએ આપણા ભાઇઓના સ્વભાવ, ખાસીયતો અને બીજી કેટલીક બાબતોનું નિરીક્ષણ કરવા ઉપરાંત, જેટલાં સાધનો મળી શકયાં તે સર્વનો ઉપયોગ અહીં ઇતિહાસની આછી રૂપરેખા દોરવામાં મેં કર્યો છે. તે સાથે અગાઉ એવા થયેલા પ્રયાસોનો ટુંક સાર આપી તેનું બુદ્ધિપૂર્વક અવલોકન પણ કરવામાં આવ્યું છે. વાંચનાર ઇતિહાસની આ આછી રૂપરેખામાંથી પણ સમજી શકશે કે લોહાણા જ્ઞાતિ નહિ પણ લોહાણા પ્રજા છે. અરોરા, ભાટીક્ષત્રિય, ખત્રી વગેરે એ લોહાણા પ્રજાશરીરનાં અંગો છે. તેનો ભૂતકાળ ભવ્ય છે. હિંદુસ્થાનની અન્ય જાતિઓ કરતાં લોહાણા જાતિને ભારેમાં ભારે સંકટો સહન કરવાં પડયાં છે. સિંધની આ સમૃદ્ધ પ્રજાના આંગણે જ વિધર્મીઓએ પહેલાં નિશાન તાક્યાં

હતાં અને એ ધર્માંધોની ક્રૂરતા—જુલમો, સામે પણ અડગપણે ઊભા રહી લોહાણાઓએ પોતાનો ધર્મ અને સંસ્કૃતિ સાચવ્યાં હતાં. ને અતિ સંકટભર્યા સમયમાં એ ધર્મ ને જગતનું સંરક્ષણ કરનાર ઇષ્ટદેવ શ્રી દરિયાલાલજીનાં પારણાં પણ લોહાણાના ઘરમાં જ ઝુલ્યાં હતાં: અને આજ અરસામાં ઇસ્લામી ચાતુરી અને હાકેમી જ્યારે હિંદુત્વની [illegible] વળતાઓ ઓસારવા મથતી હતી ત્યારે આર્યાવર્તપર થતા પરદેશી પ્રહારો હમેશાં પ્રથમ ઝીલનાર પ્રાંત પંજાબમાં આજે 'નાનકાના સાહિબ' ના નામથી ઓળખાતા સ્થાનમાં સીખ ધર્મના સ્થાપક પૂજ્ય ગુરુ નાનકદેવનો જન્મ પણ એજ સૂર્યવંશી પ્રજામાં થયો હતો, કે જેની શૂરી શ્રદ્ધામાંથી જન્મેલા ધર્મવિચારે આજે સીખો શૂરા સૈનિકો બની શાન્ત મનોબળથી જગતને આશ્ચર્યમાં ડુબાવી રહ્યા છે. સિંધમાં આપણા ભાઇઓનો મોટો ભાગ હજી એ પૂજ્યગુરુ નાનકદેવના જ અનુયાયીઓ છે.

મેમણ, સુમરાનાં સડી ગયેલાં અંગોને કાપી નાખીને આ શૌર્ય અને સ્વાભિમાની પ્રજા મોટા ભાગે સિંધ જન્મભૂમિનો ત્યાગ કરી ગઇ હતી.

લોહાણા પ્રજાની પડતીનો પાયો રોપનાર ચચ્ચ હતો. એ અભાગમાના નસીબમાં છેલ્લે પણ જશ લેવાનું સરજાયલું નહોતું. લોહાણા ક્ષત્રિયોના ઇતિહાસમાં એ વિશ્વાસઘાતી ચચ્ચનું નામ કલંકિત રહ્યું છે.

કચ્છ અને કાઠીઆવાડમાં આવ્યા પછી પણ આ જાતિએ આદર્શની સિદ્ધિ માટે પ્રાણ પટકનારા સાધુઓ, સંન્યાસીઓ, ભગવદ્‌ભક્તોને જગતની જાગતી જ્યોત જેવી સાધ્વીઓને જન્મ આપ્યો છે.

આપણો સંબંધ અગાઉના ઉત્પત્તિની કથાઓ આલેખનારાઓએ જયચંદ સાથે બતાવ્યો છે, પણ એ જયચંદ સાથેના સંબંધ કરતાં આપણો સંબંધ સીખ ધર્મના સ્થાપક પૂજ્ય ગુરૂ નાનક તથા વીર સામંત અજાનબાહુ સાથે વિશેષ છે: 'શિષ્ય'નો અપભ્રંશ થયેલો શબ્દ 'સીખ' છે.

ત્રણ વર્ષના પ્રવાસે મેળવેલા અલ્પ સ્વલ્પ સાધનોએ એક મનુષ્યની પરિમિત શક્તિ જેટલું કરી શકે તેટલું કરી આપણી ગૌરવપૂર્ણ જ્ઞાતિના ઇતિહાસની ટુંકી રૂપરેખા મેં દોરી છે. જીવનના એ ધન્ય પ્રયાસમાં હું કેટલો સફળ થયો છું, એ વિચારવાનું કામ વાંચનાર ભાઇ બહેનોનું છે. હવે આપણે સમાલોચના વિભાગ તરફ નજર કરીએ.

કહેવાતા ઇનામી નિબંધની પ્રસ્તાવનામાં કચ્છી લોહાણાઓની અણછાજતી રીતે મશ્કરી કરી છે. અને નિબંધ લેખકે ઇતિહાસના ઓઠાં નીચે લોહાણાઓને હલકા ઠરાવવાનો જાણીબુજીને પ્રયાસ કર્યો હોય તેમ જણાય છે.

આ ઇનામિ નિબંધના જવાબરૂપે પહેલો પ્રતિવાદ 'લોહાણા બાંવટા નથી પણ રઘુવંશી છે' તે તથા બીજો પ્રતિવાદ 'બાંવટા એટલે રઘુવંશી' નામે બહાર પડ્યા: તેમાં પ્રથમના નિંદાજનક નિબંધની દલીલોનો સચોટ રદીઓ આપવામાં આવ્યો છે: એટલે અહીં સમાલોચના વિભાગમાં આ નિબંધોની ટુંક નોંધ જ લીધી છે; કારણ કે એ વિષયમાં વધુ કંઇ લખવું તે પિષ્ટપેષણ કરવા જેવું હોવાથી વાંચનારની શાંત મનોવૃત્તિને ડહોળી નાખવાના દોષભાગી બનવાનું મેં ઠીક માન્યું નથી.

આ પુસ્તકના નિબંધલેખક ભાઇ હીરાલાલ હ. ગણાત્રા, પ્રાસ્તાવિક વિવેચનકાર ભાઇ જયકૃષ્ણ વર્મા તથા પ્રતિવાદ લખનારાઓ ભાઇ જદુરાય ડી, ખંધડીયા, તથા ભાઇ નારાયણ વિસનજી ઠક્કુર તથા 'લોહાણા હિતેચ્છુ'ના અધિપતિ ભાઇ લાલજી નાગજી ગણાત્રા, એ બધાય મારા મિત્રો છે. મને કોઇ સાથે અંગત ઇર્ષા કે દ્વેષભાવ નથી પણ જ્ઞાતિહિતના પ્રશ્નમાં જ્યાં જ્યાં પ્રમાણિક મતભેદ રહ્યો છે તે દર્શાવવાનો નિખાલસ હૃદયે મેં આમાં પ્રયાસ કર્યો છે; તેમાં કોઇની લાગણી દુઃખાવવાનો કે તેને ઉતારી પાડવાનો અનિષ્ઠ હેતુ મારો નથી એ હું ખુલ્લા દીલે જાહેર કરી દઉં છું.

કોઇએ કહ્યું છે કે "દલીલોનો દલીલોથી જવાબ આપવાથી જગતમાં કોઇ વિષયનું સમર્થન થયું નથી' તેમ લોહાણા જાતિને ભાંડવા જેવા રેતીના પાયાપર ચણાયલા મકાન જેવા નિરર્થક પ્રયાસના બબ્બે જવાબોથી પણ જ્ઞાતિમાં સંપ અને એકતાની સાંકળ, મજબુત કરવાના મનોરથો ફળ્યા તો નથી, પણ આથી એક વાત સ્પષ્ટ જણાય કે લોહાણા જ્ઞાતિની વિચારશક્તિ મરી ગઇ નથી પણ જોઇએ તે કરતાં વધુ સતેજ બની છે.

બીજી ઘટના રાજકોટમાં બની તે ભારે ભયંકર અને દુઃખદ છે. જે વર્ણસંકર બાળકોને રાજકોટ મહાજન જુલાઇ ૧૯૨૩ માં પંક્તિ બહાર ઠરાવે છે તે રાજકોટનું મહાજન ફોઢ બે માસના અંતરે–સપ્ટેમ્બર ૧૯૨૩ માં પોતાના આગલા ઠરાવને અભરાઇએ ચડાવી એ વર્ણસંકર બાળકોને લોહાણા ઠરાવવાનું અઘટિત પગલું ભરે છે: આ ઘટનાએ લોહાણાઓના ત્રણે વિભાગોમાં ભારે બેદિલી અને અસંતોષ પ્રગટાવ્યો છે. એકતા તૂટી જવાની અણી ઉપર છે. તેનો સમજુતીથી નીકાલ આવે, પુનઃ સંપનું સ્થાપન થાય એ પવિત્ર હેતુએ જ્ઞાતિના ભલા માટે અહીં સમાલોચનામાં સત્ય વસ્તુસ્થિતિથી સર્વને વાકેફ કરવા મેં પ્રયત્ન કર્યો છે.

'લોહાણા હિતેચ્છુ' પત્રના બાહોશ તંત્રીએ, બાઇ કુંવરબાઇને મરહુમ ઠા. કેશવજી દેવકરણની વિધવા જણાવી લોહાણા જનતાને ઊંધે રસ્તે દોરવાનો પ્રયાસ કર્યો છે: તે કેટલું અસત્ય છે તે આ સમાલોચનામાં દાખલ કરેલ અવતરણો ઉપરાંત આ નીચે આપેલ મરહુમ ઠા. કેશવજી દેવકરણનું છેલ્લું વીલ તથા તે વીલનો પ્રોબેટ તથા ઠા. કેશવજી દેવકરણે કરાંચીનિવાસી શેઠ ભવાનજી નરસી ટોપીવાળાપર લખેલો પત્ર પોતે જ કહી દેછે. મારા એક સ્નેહી તરફથી મળેલ એ વીલ તથા પ્રોબેટની નકલ જેમની તેમ અહીં આપવામાં આવે છે.

---

IN THE HIGH COURT OF JUDICATURE AT BOMBAY
TESTAMENTARY AND INTESTATE JURISDICTION.

BE IT KNOWN this this day being the 12th day of August in the year of our Lord one thousand nine hundred and twenty one the last will and testament (a copy whereof is hereto annexed) of Keshavji Devkaran late a Merchant of Bombay Hindu Inhabitant **deceased a widower who died at Bombay on or about the sixteenth day of April** 1921 is proved and registered before this Court and that the administration of the property and the credits of the said deceased, and in any way concerning his will is granted unto Cooverbai Umersey (in the will written Cooverbai daughter of Umersey Govind) the sole Executrix named in the said will to have effect throughout the province of Bombay she having undertaken to administer the same and to make a full and true Inventory of the said property and credits and exhibit the same in this Court within 6 months from the date hereof or within such further time as the Court may from time to time appoint and also to render to this Court a true account thereof within one year from the same date or within such further time as the Court may from time to time appoint.

Seal

W. J. Howard. — By the Court

The 12th day of August 1921 — Sd. P. B. Malbari

Messrs Mulla & Mulla — Registrar.

Attorneys-at-Law.

## (પ્રોબેટ) ઉપરના અંગ્રેજીનો અનુવાદઃ

## મુંબઇની ન્યાયની વરિષ્ઠ અદાલત

(વારસા–મીલ્કત અને વસિયતનામાની હકુમત)

આ ઉપરથી જાણ થાય કે આજે આપણા પ્રભુની સને ૧૯૨૧ના વર્ષની ઓગસ્ટની ૧૨મી તારીખે એક છેલ્લું વસિયતનામું (જેની એક નકલ આ સાથે જોડેલી છે) જે મરહુમ કેશવજી દેવકરણ, મુંબઇનો હિંદુ રહીશ, વેપારી અને વિધુર હતો અને જે ૧૯૨૧ના એપ્રિલ માસની ૧૬મી તારીખે અથવા તેની આસપાસ મુંબઇમાં ગુજરી ગયો હતો, તેનું વીલ પુરવાર કરવામાં આવ્યું છે,

અને આ અદાલતમાં નોંધાવવામાં આવ્યું છે: જેથી મરનાર ધણીની મીલ્કતનો વહીવટ તથા લેણા પ્રાણ તેમજ તેના વસિયતનામાને લગતી દરેક બાબતનો વહીવટ તે કુંવરબાઇ ઉમરસીને ( જે વીલમાં ઉમરસી ગોવિંદની દીકરી કુંવરબાઇ તરીકે લખવામાં આવી છે અને સદર વીલમાં એકલી વસીલાતણ તરીકે નીમાયલી છે તેને ) આપવામાં આવે છે. જેનો અમલ આખા મુંબઇ ઇલાકામાં થઈ શકશે. તેના બદલામાં તેણીએ એ વહીવટ કરવાનું તથા ઉપર જણાવેલી મીલ્કત તથા લેણાની સંપૂર્ણ યાદી આજની તારીખથી છ માસમાં અથવા જ્યારે જ્યારે આ કોર્ટ જેટલો જેટલો વખત આપે ત્યારે ત્યારે તે વખત દરમ્યાન બનાવી આ કોર્ટને બતાવવાનું તથા તેનો એક સાચો હિસાબ આ તારીખથી એક વરસ દરમ્યાન અથવા જ્યારે જ્યારે આ કોર્ટ જેટલો વખત આપે ત્યારે ત્યારે તેટલા વખત દરમ્યાન આ કોર્ટમાં આપવાનું તેણીએ માથે લીધું છે.

કોર્ટનું સીલ
(સહી) ડબલ્યુ જે. હાવર્ડ
તા. ૧૨મી ઑગસ્ટ ૧૯૨૧
મેસર્સ મુલ્લાં અને મુલ્લાં.
એટર્નીસ એટ-લૉ.

કોર્ટના હુકમથી
(સહી) પી. બી. મહેબાણી
રજીસ્ટ્રાર

( copy of the will )

I Keshavji Devkaran of Bombay Hindu Inhabitant hereby make my last Will and testament as follows :—

1. I hereby revoke all my former Wills and testamentary papers and declare this to be my last and only Will.

2. I appoint Cooverbai daughter of Umersey Govind to be the sole Executrix of my Will.

3. I intend giving to the said Cooverbai daughter of Umersey Govind in my life-time three immoveable properties situate respectivly at Broach Street De'Lisle Road and Frere Road by way of gift. If I die before executing the deed of gift in favour of the said Cooverbai in respect of the said properties then hereby bequeath the same to the said Cooverbai absolutely.

4. I have advanced a sum of Rs. 50,000 ( fifty thousand ) to one Govindji Cooberdas on a second Mortgage of his property at Bhindy Bazar, Parel Road. The mortgage has been taken in the name of Ratanchand Hirachand who is hereby a Inamdar. I am desirous of getting the mortgage transferred to the said Cooverbai. If however I die before the transfer is executed then I bequeath my interest in the said mortgage to the said Cooverbai.

5. I have given by way of gift to the said Bai Cooverbai in my life time ornaments and cash. The same belong to her absolutely. I have also in my life time made a gift to the said bai Cooverbai of my share right title and interest in several shops in bombay and elsewhere carried on by me alone or in partnership with others and I have caused the necessary entries to be made in the books of account of the respective firms. If there are any other shops or any other business belonging to me or wherein I am a partner which are not so transferred to the said Bai Cooverbai then I hereby bequeath all my rights title and interest in the same to the said Bai Cooverbai and she shall be the absolute owner of such my rights title and interest and shall be entitled to all the profits and to exercise all the powers which I could enjoy or exercise in my life time.

6. I bequeath to the said Bai Cooverbai my immoveable properties situate at Bhindi Bazar, Parel Road, being New Survey No. 1028 and Street Nos: 160–162–164–166 absolutely and shall be the full owner thereof after my death.

7. I bequeath to Lachbai widow of Narsey Pitamber my daughter by a pre-deceased wife the sum of Rs. 5000–( five thousand ) to be paid to her 13 months after my death.

8. I bequeath to my sister Manibai widow of Liladhar Kachra the sum of Rs. 2000—( two thousand ) to be paid to her 13 months after my death.

9. I bequeath to each of my sons by the said Cooverbai named Meghji, Karsondas and Gokaldas Rs. 5000–( five thousand ) to be paid to him or applied for his benefit on the occasion of his marriage. I also bequeath to my daughter Godawribai by the said Cooverbai a sum of 5000–( five thousand ) to be paid to her or applied for her benefit on the occasion of her marriage. If any of the said children die unmarried to amount bequeathed to him or her shall go to my other sons and daughter as the case may be in equal shares.

10. I bequeath the rest and residue of all my properties moveable and immoveable to the said Bai Cooverbai daughter of Umersey Govind and the same shall belong to her absolutely.

11. Some of the immoveable properties bequeathed by me to the said by Cooverbai are at present mortgaged. The said Bai Cooverbai shall take steps to redeem said mortgage out of the estate.

12. I hereby declare that the properties that I have bequeathed to the said Bai Cooverbai daughter of Umersey Govind shall belong to her absolutely and she shall have the full power to dispose of the same in her life time as well as by her will.

Dated this 11th day of April 1921.

Signed & subscribed by the above named Keshavji Devkaran as his last will and testament in the presence of both of us who in his presence and at his request and in the piesence of each other have hereunto subscribed our names as attesting witnesses. } i. e. Keshavji Devkaran.

Sd. Dhanjisha Hashangsha Nanavati
Solicitor, bombay.

i. e. Narandas Karsondas his attestation

i. e. Nagindas Hirachand

The above will was interpreted to the testator by me before he signed it.

Sd. D. H. Nanavati
11-4-21.

Certified to be a tiue copy
This 10th day of November 1921.
Sd.
for Registrar.

## —( મૃત્યુપત્ર ) ઉપરના અંગ્રેજીનો અનુવાદ—

હું કેશવજી દેવકરણ, તે મુંબઇનો હિંદુ રહીશ, મારૂં છેલ્લું મૃત્યુપત્ર અને વસિયતનામું નીચે પ્રમાણે આ ઉપરથી કરૂં છું.

૧ આ ઉપરથી હું મારાં પહેલાંના મૃત્યુપત્રો અને વસિયતનામાઓ વગેરેને લગતા કાગળો રદ કરૂં છું અને જાહેર કરૂં છું કે આ મારૂં છેલ્લું અને એકલું જ મૃત્યુપત્ર છે.

૨ હું મારા વસિયતનામાની એકલી વકીલાતણ તરીકે ઉમરસી ગોવિંદની દિકરી કુંવરબાઇને નીમું છું.

૩ હું જીવું છું ત્યાં સુધી હસ્તી ધરાવતી મારી ત્રણ સ્થાવર મીલ્કતો જે અનુક્રમે બારણૈ સ્ટ્રીટ, ફોલાઇલ રોડ ને ફ્રીયર રોડ પર આવેલી છે તે કુંવરબાઈ, ઉમરસી ગોવિંદની દીકરીને બક્ષીસ તરીકે આપવા ઇચ્છા રાખું છું, પણ તે મીલ્કતો માટેનું તે બક્ષીસનામું તે કુંવરબાઇને નામે લખી આપું તે પહેલાં જો હું ગુજરી જાઉં તો આ મૃત્યુપત્ર દ્વારા એ મીલ્કતો એ ઉપરોક્ત કુંવરબાઇને સ્વતંત્ર માલિક તરીકે આપી જાઉં છું.

૪ મેં ગોવિંદજી કુબેરદાસ નામના એક જણને તેની ભીંડી બજાર, પરેલરોડની મીલ્કતપર બીજા ગીરોખતપર રૂા. ૫૦૦૦૦) (પચાસ હજાર) ધીરેલા છે, તે ગીરવી રતનચંદ હીરાચંદ જે ધંના-મદાર છે તેના નામનું છે. એ ગીરવી ઉપરોક્ત કુંવરબાઇના નામે ચડાવવા માટે હું ઈચ્છા રાખું છું, પણ તેમ કરતા પહેલા જો હુ ગુજરી જાઉં તો એ ગીરવીમાં રહેલો મારો હક્ક હું ઉપરોક્ત કુંવરબાઇને સોપી જાઉં છું.

૫ મારી હયાતીમા મે ઉપરોકત કુંવરબાઇને બક્ષીસ તરીકે દાગીના તથા રોકડ આપેલાં છે તે માત્ર તેની એકલાની માલિકીના છે. ઉપરાત મારી હયાતીમાં મુંબઇમાંની તેમજ બીજે ઠેકાણે ચાલતી દુકાનો જે હું એકલો અથવા ભાગીદારીમાં ચલાવતો હતો તેમાંના મારા હકક, હિસ્સા અને ભાગ પણ બક્ષીસ તરીકે મેં ઉપરોકત કુંવરબાઇને આપેલા છે અને તે માટેના જરૂરી હવાલા મેં સદરહુ પેઢીઓના સર્વ ચોપડામાં નંખાવેલા છે. આમ છતાં બીજી કોઇપણ દુકાન અથવા વેપાર જે મારા હોય અથવા જેમાં હું ભાગીદાર હોઉં, અને જેમાં આવા બાઈ કુંવરબાઇના નામના હવાલા ન ચડયા હોય તો તે સર્વ હકક, હિસ્સા વગેરે આ દ્વારા હું તે કુંવરબાઇને આપી જાઉં છું અને તે તે સર્વની એકલી માલિક બનશે અને નફા તથા સત્તા વગેરે જેવી રીતે હું જીવતો હોઉં ને ભોગવતો હોઉં તેવી રીતે તે ભોગવશે.

૬ ઉપરોકત બાઈ કુંવરબાઇને મારી બધી મીલ્કતો જે ભીંડી બજાર, પરેલરોડ ( જેનો નવો સરવૈ નંબર ૧૦૨૮ સ્ટ્રીટ નં. ૧૯૦–૧૯૨–૧૯૪–૧૯૬ છે ) માત્ર તેનેજ આપી જાઉં છું જે મારા મરણ પછી તેની સંપૂર્ણ માલિક બનશે.

૭ નરસી પીતામ્બરની વિધવા લાંચબાઈ તે મારી આગલી મરહુમ ધણીયાણીની પુત્રીને મારા મરણ પછી તેર મહિને રૂ. ૫૦૦૦) (પાંચ હજાર) રોકડા આપવા હુ કહી જાઉં છું.

૮ લીલાધર કચરાની વિધવા તે મારી બેન મણીબાઇને મારા મરણ પછી તેર મહિના પછી રૂ. ૨૦૦૦) રોકડા (બે હજાર) આપવા કહી જાઉં છું.

૯ ઉપરોક્ત કુંવરબાઈથી થયેલા મારા ત્રણ દીકરાઓ નામે મેઘજી, કરસનદાસ ને ગોકળદાસઃ એમાંના દરેકને તેમના લગ્નપર રોકડા રૂ. ૫૦૦૦) (પાંચહજાર) આપવા અથવા તેમને લાભ થાય તેવી રીતે મૂકવા કહી જાઉં છું. વળી ઉપરોકત કુંવરબાઈથી થએલી મારી દિકરી ગોદાવરીબાઈને તેના લગ્નપર રોકડા રૂ. ૫૦૦૦) (પાંચહજાર) આપવા અથવા તેને લાભ થાય તેવી રીતે મૂકવા કહી જાઉં છું. આ પ્રમાણે છોકરાઓમાંથી કોઇપણ પરણ્યા પહેલાં મરણ પામે તો તેનો ઉપર જણાવેલો હકક બાકીનાં છોકરાંઓમાં સરખે હિસ્સે વ્હેંચી દેવો.

૧૦ આ સિવાય મારી જે કંઈ સ્થાવર જંગમ મીલ્કત હોય તે ઉપરોકત બાઈ કુંવરબાઇને-ઉમરસી ગોવિંદની દીકરીને આપી જાઉં છું અને તે તેની એકલીનીજ માલિકીની ગણાશે.

૧૧. ઉપર પ્રમાણે ઉપરોક્ત બાઈ કુંવરબાઇને આપેલી સ્થાવર મીલ્કતોમાંથી કેટલીક અત્યારે ગીરો મૂકાયલી છે. ઉપરોક્ત બાઈ કુંવરબાઇએ એ ગીરવીમાંથી મીલ્કતોને છોડવવા મીલ્કતોમાંથી બંદોબસ્ત કરી લેવો જોઇશે.

૧૨. આ ઉપરથી હું જાહેર કરૂં છું કે ઉપરોક્ત બાઈ કુંવરબાઇને જે મીલ્કતો મેં આપી છે તે માત્ર તેણીજ માલિકીની ગણાશે અને તેને તેની હયાતીમાં તેનો નીકાલ કરવા અથવા વીલ બનાવવા સંપૂર્ણ સત્તા રહેશે.

આજ તારીખ ૧૨મી એપ્રીલ ૧૯૨૧

| | |
|---|---|
| ઉપર જણાવેલા કેશવજી દેવકરણે અમારા બન્નેની હાજરીમાં પોતાના છેલ્લા વીલ અને વસિયતનામા તરીકે સહી કરી દસ્કત કર્યા: જેની હાજરીમાં જેની વિનતિથી અમે બન્ને સાક્ષીઓએ સાક્ષી તરીકે બન્નેની પરસ્પર રૂબરૂ સહી કરી છે. | (સહી) કેશવજી દેવકરણ. |

ધનજીશા હોરાંગશા નાણાવટી.
સોલિસીટર: મુંબઇ

(શાખ) નારણદાસ કરસનદાસ
નગીનદાસ હીરાચંદ

ઉપલું વીલ તેના કરનારને મારી રૂબરૂ તે સહી કરે તે પહેલાં તેને સમજાવવામાં આવ્યું છે.

(સહી) ડી. એચ. નાણાવટી
૧૧-૪-૨૧

આ નકલ તે સાચી નકલ છે તેની ખાત્રી આપવામાં આવે છે. તારીખ ૧૦મી નવેમ્બર ૧૯૨૧

(સહી)
રજીસ્ટ્રારની વતી

વાંચનાર જોઇ શકશે કે પ્રોબેટમાં મરનાર ડા. કેશવજી દેવકરણ 'વિધૂર' હતા તેવું જણાવેલું છે. તો 'વિધૂર'ની 'વિધવા' કયાંથી હોય? ને 'વિધવા' હોય તો 'વિધૂર' કેમ કહેવાય? ખુદ ડા. કેશવજી દેવકરણના વીલમાં ધણીએ પોતે બાઈ કુંવરબાઇને ઉમરસી ગોવિંદના દીકરી જણાવેલી છે પણ કયાંય my wife 'મારી પત્ની' તરીકે ઓળખાવી નથી.

હવે કરાંચીવાળા શેઠ ભવાનજી નરશી ટોપીવાલાને મરહુમ ડા. કેશવજી દેવકરણે પોતાની હયાતી દરમ્યાન પોતે ન્યાતબહાર મૂકાયા પછી એક કાગળ લખેલો. તે નીચે પ્રમાણે:

"ડબડાગલી માંડવી-પોષ્ટ
Bombay તા. ૧૮મી એપ્રિલ સન ૧૯૧૮

શેઠ ભવાનજી નરશી ટોપીવાળા,

મુ૦ કરાચી

જત તમારો તા. ૧૫મીનો પત્ર મળ્યો છે, વાંચી બીના જાણી છે. તમારો વકીલ બહારગામ ગયેલ છે તે આવેથી કામ જલદીથી કરવા દબાણ કરીશું. બીજું હમારે અહિંની જ્ઞાત સાથે વાંધો

પડેલો છે, તેથી હમારો વિચાર બહારગામની જ્ઞાતમાં જોડાઇ હમારા છોકરાઓનું સગપણ કરવાનો છે. એ બાબદમાં વધુ આપણે મળીશું ત્યારે મોંઢા મોંઢું વાત કરીશું તો પણ હું ટુંકમાં જણાવું છું કે મેં પુરકોમ એટલે ભાટિયાની કોમમાંથી સ્ત્રી લાવીને મારા ઘેરમાં બેસાડી છે. તેના સંબંધમાં પોલીસ કોર્ટમાં કેસ પણ ચાલ્યો હતો તે બાદ એ સ્ત્રી મારા ઘરમાં રહી છે. એને લગભગ દશ બાર વર્ષ થયા છે, એ સ્ત્રી અગાઉ જ્ઞાતમાં તથા સગાવહાલાને ત્યાં મરણ તથા લગ્ન વગેરે પ્રસંગો ઉપર જમવા જતી પણ હતી, અગાઉ કોઈપણ વખતે જ્ઞાતે અટકાવ કર્યો નથી, પણ હમણા થોડા વખત અગાઉ જ્ઞાતમાં કોઈએ હમારી બાબદમાં અરજી કરી અને હમારો સવાલ ઉભો થયો. તેમાં જ્ઞાતે પૂછ્યું જે તમારી આ સ્ત્રીથી થયેલ છોકરાના મરણની ક્રિયા જ્ઞાતના થાનાઈ મારફતે તમોએ સાદ ફેરવ્યો તેથી તમો જ્ઞાતના ગુનેહગાર છો. હમોએ પોતાને બેગુનેહગાર જણાવ્યા અને જોઇતો ખુલાસો કર્યો. ત્યારે જ્ઞાતે એવું કહ્યું જે "તમે જ્ઞાતને લખી આપો કે આ સ્ત્રીના પેટના છોકરા છોકરીને જ્ઞાતમાં પરણાવીશ નહિ, જો ન લખી આપો તો જ્ઞાત તમોને જ્ઞાતબહાર મૂકે છે" મેં લખી આપવા ના પાડી ને ખુલાસો કર્યો જે મેં કઈ હમણાં કીધું નથી અને ભવિષ્યનું બંધન કરી આપું નહીં. આ વાંધાને લીધે જ્ઞાત સાથે વ્યવહાર નથી.

આ વાંધાને લીધે મારો વિચાર આ સ્ત્રીના પેટનાં છોકરાઓનું સગપણ બહારગામની જ્ઞાતમાં જોડાઇને કરવું છે. માટે તમો એવા માણસની તજવીજ કરશો કે જે આપણા જેવો ખાનદાની હોય અને છુકર કરે તેવો હોય તો જ સામો પડી શકે. એજ*

લી૦ કેશવજી દેવકરણની શઈ"

ઉપરના કાગળથી પણ એ વાત વધુ સ્પષ્ટ થઇ જાય છે કે ભાટિયાણી બાઇ કુંવરબાઇ મરહુમ ઠા. કેશવજી દેવકરણની વિધવા નથી પણ રખાત છે; છતાં 'લોહાણા હિતેચ્છુ' પત્રે તેને મરહુમ કેશવજી દેવકરણની 'વિધવા' જણાવી સમગ્ર લોહાણા જનતાને અંધારામાં રાખવાનો પ્રયાસ કર્યો છે અને લોહાણાનું હિત કરવાના મહામંત્ર નીચે એક વર્તમાનપત્રકારની પવિત્ર ફરજને વેગળે મૂકી છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી.

મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજનના ઠરાવને અમાન્ય કરવાનું રાજકોટ મહાજનને કંઇ કારણ નહતું: વળી દીકરી દેનાર લોહાણો ધોરાજીનો રહીશ હોય ને હાલ રાજકોટમાં ન રહેતો હોય તો ધોરાજીને રાજકોટ સાથે કશો સંબંધ ન જ હોય. તો પછી રાજકોટ મહાજનને આ કામનો ભાર પોતાના ઉપર ઉપાડી લેવાનું પ્રયોજન નહોતું. વળી મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજને સ્થિતિનું સ્પષ્ટ સૂચન કરનારો વિગતસરનો કાગળ તથા એક તાર મોકલાવેલા તેના ઉપર પણ ધ્યાન આપવામાં આવ્યું નથી એટલે ઇરાદાપૂર્વક આ એક શ્રીમંત જાગીરદાર બાઇની તિજોરીમાં ચળકતા સિક્કાના આકર્ષણે રાજકોટ મહાજને કચ્છી લોહાણા મહાજનની અવગણના કરી જ્ઞાતિમાં કુસંપને આવાહન કર્યું છે એમ લોકો કહી રહ્યા છે.

*આજે મુંબઇમાં ગીરગાંવ બેકરોડ, પારસી ગલીમાં 'હેપીહાઉસ' નામે ઓળખાતું ઘર મૂળ ઠા. કેશવજી દેવકરણનું અને તે કરાચીવાળા શેઠ ભવાનજી નરશી ટોપીવાળાને વેચેલું. ત્યારથી શેઠ ભવાનજી નરશી ટોપીવાળા સાથે મરહુમ ઠા. કેશવજી દેવકરણ પરિચયમાં આવેલ અને પરિચય ગાઢ થયેલો. અને તે ઉપરથી પછી આવા પત્રવ્યવહાર ચાલેલા: આ પત્ર અમને ખુદ શેઠ ભવાનજી નરશી પાસેથી મળેલો હોવાથી અમે તેમનાં આભારી છીએ. લેખક.

કેટલાક નિયમો કે જે જ્ઞાતિના પ્રગતિમાર્ગમાં વિરોધ કરનારા હાલના યુગમાં જણાતા હોય તો તેને માટે લોકમત કેળવી તેમાં સુધારો કરાવવાની જરૂર છે; પણ સ્વચ્છંદીપણે તે નિયમોને તોડી જ્ઞાતિની છિન્નભિન્ન હાલત કરી દેવામાં ડહાપણ તો નથીજ. આથી તો જ્ઞાતિને અધોગતિના ખડક સાથે અથડાવવા જેવું થાય છે. જે ગામમાં લોહાણાઓની સંયુક્ત પરિષદનાં બંધારણો ઘડાયાં, જે ગામમા એક મહાજનના ઠરાવોને બીજા મહાજનોએ માન્ય રાખવાનો ઠરાવ પસાર કરવાની બાંગ પૂકારાઇ તે જ ગામના મહાજને કચ્છી લોહાણા મહાજનના ઠરાવ, કાગળ, તારને ઠોકરે મારી લોહાણા વિભાગમાં બેદિલી ફેલાવી કુસંપનાં બીજ રોપ્યાં એ પણ વિધિનાં વિધાન હશે!

રાજકોટ મહાજનનું આ કૃત્ય લોહાણાઓની પવિત્ર સંસ્કૃતિ ઉપર ઘા કરનારૂં છે. વ્યવહાર, ધર્મ કે જ્ઞાતિના સામાન્ય નિયમથી તે પ્રતિકુળ છે એ કહેવાની હવે જરૂર નથી. કોઇપણ જ્ઞાતિ પોતાના લોહીમાં ભેળસેળ થવા દેવાનું ઇચ્છે નહિ અને સંસ્કૃતિપર ઘા થતો લોહાણા ભાઈઓ સહન પણ કરી શકે નહિ એ દેખીતી વાત છે.

ભાટિયાણી બાઇ કુંવરબાઈ, જ્ઞાતિવ્યવહાર મુજબ મરહુમ ઠા. કેશવજી દેવકરણની પરણેતર કે પુનર્લગ્ન કરેલ કાયદેસરની પત્ની નહિ પણ રખાત છે. રાજકોટ મહાજનનું આ પગલું કેટલું અવાસ્તવિક તેમજ જ્ઞાતિમાં કલહનાં બીજ વાવનારૂં છે તે સિદ્ધ કરવાને આ પ્રશ્નનો સીધો સંબંધ હોવાથી જ્ઞાતિના ભલા માટે આ વાતની ખાત્રી કરી આપવા માટે જ આ પુસ્તકની સમાલોચનામાં મને મળેલા સાધનોનો મેં ઉપયોગ કર્યો છે. એમાં બાઈ કુંવર બાઇને ઉતારી પાડવાનો કે તેની બદનક્ષી કરવાનો બીલકુલ ઉદ્દેશ નથી એ હું સાફ સાફ શબ્દોમાં જાહેર કરી દઉં છું.

બાઇ કુંવરબાઇએ કાઠિયાવાડમાં જઇ પોતાના દીકરાનો સંબંધ બાંધવાના કાર્યમાં પોતાની સત્ય સ્થિતિનો સ્ફોટ ન કર્યો હોય તો તેમાં તે બાઇ દોષિત છે કે નહિ તે એક પ્રશ્ન છે; કારણકે તેની જગ્યાએ કોઇપણ બીજો હોય તો તે પણ ઇચ્છિત કાર્ય સાધવા માટે એમ જ કરે કે ન કરે એ પણ વિચારવા જોગ છે.

સ્થિતિ સ્પષ્ટ હોવા છતાં મુંબઇના કાંટાબાજ શ્રીમંતો મારા જેવા લેખકોને પોતાના પૈસાના જોરે હેરાન કરવાને દબાવી દેવાને કેવા ઉછૃંખલ રસ્તાઓ લે છે તે પણ નીચેની બીનાથી વાંચનાર ભાઇ બહેનો જાણી શકશે.

અમે પ્રથમ જ જણાવ્યું છે કે અમે અણધાર્યા સંજોગોમાં મૂકાતાં આ પુસ્તકને બહાર પડતાં ઘણો વિલંબ થયો છે: હજી તો આ ઇતિહાસ તથા સમાલોચનાની જાહેર ખબર પ્રગટ થતી હતી. તેમાંની બાબતો તો અમારા મગજમાં ભરેલી હતી. તે કાગળ ઉપર ચીતરાઇ નહોતી તે પહેલાં તો આ શ્રીમંત જાગીરદાર બનેલી બાઇ કુંવરબાઇએ, પોતાના સોલીસીટરો કે જે સોલીસીટરોની પેઢીમાં, "આપણે લોહાણા રઘુવંશી કે બાંવઠા?" નામક ઇનામી નિબંધના લેખક ભાઇ હીરાલાલ હરજીવન ગણાત્રા પણ ભાગીદાર છે, તે મોહીલે પારેખ અને ગણાત્રા.... સોલીસીટરો મારફત તા. ૧લી જુલાઇ સન ૧૯૨૫ના અમારી પાસેથી રૂા. ૧૦૦૦૦) ની નુકસાની તથા વગર શરતે માફી માગવાની માગણી કરનારી એક નોટિસ નીચે મુજબની મોકલી:

નોટિસની નકલ

"MOHILE PAREKH & GANATRA,
Solicitors.

36, Hummam Street,

Anandrao G. Mohile.
Jethalal P. Parekh.
Hiralal H. Ganatra.

BOMBAY 1st. July 1925.

PER REGD. POST.

Telephone No. 24827.

To, No. G./127.

Narayan Gocouldas Dosani Esqr.,
123, Gulalwadi,
Bombay. No. 4.

Sir,

Under instructious of our client Bai Cooverbai widow of Keshavji Devkaran we have to address you as under :—

Our client's attention has been drawn to an advertisement appearing in several magazines re the proposed publication of a book intituled "Lohana Prajano Itihas And Avalokan" i. e. History of the Lohana Nation and Review, in which advertisement several grossly defamatery statements have been made by you purposely to defame our client and to degrade her in the eyes of the public and injure our client's reputation, who is a respectable and well-to-do landlady with a large family. Our client apprehends that even more grossly defamatory statements are made in the said book.

Under the circumstances we are instructed to call upon and require you to pay to our client Rs. 10,000- as damages for defaming our client and to tender an unconditional apology to our client and also an undertaking to delete all defamatory references to our client from the said intended publication before publishing the same. We are also instruted to call upon and require you to produce for our inspection the printed portion of the said publication and the manuscript of the remaining portion forthwith. Please note that in default of your compliance with the above requisitions we have peremptory instructions to proceed against you at your entire risk as to all costs and consequences without any further intimation.

Yours truly,
Mohile Parekh & Ganatra
Solicitors, High Court."

# ઉપરના અંગ્રેજીનો અનુવાદ

મેસર્સ મોહીલે, પારેખ અને ગણાત્રા.
સોલિસીટરો

આણંદરાવ જી. મોહીલે
જેઠાલાલ પી. પારેખ
હીરાલાલ એચ. ગણાત્રા
ટેલીફોન નં. ૨૪૮૨૭

૩૬, હમામ સ્ટ્રીટ
મુંબઈ, તા. ૧લી જુલાઈ ૧૯૨૫

રજીસ્ટર્ડ ટપાલથી

નં. જી. ૧૨૭
નારાયણ ગોકળદાસ ડોસાણી જોગ
૧૨૩, ગુલાલવાડી, મુંબઇ નં. ૪

સાહેબ,

અમારા કુળ બાઈ કુંવરબાઈ તે કેશવજી દેવકરણની વિધવા. તેમના કહેવાથી અમોને તમને નીચે પ્રમાણે લખવું પડે છે.

'લોહાણા પ્રજાનો ઇતિહાસ અને અવલોકન' એ નામનું એક પુસ્તક પ્રગટ કરવાનો તમે ઈરાદો રાખો છો. તેના સંબંધમાં કેટલાક સામયિક પત્રોમાં આવતી જાહેરખબર તરફ અમારા કુળનું ધ્યાન ખેંચવામાં આવ્યું છે; જે જાહેરખબરમાં કેટલીક ભારે બદનામી કરનારી હકીકતો તમે રજુ કરેલી છે. અમારૂં કુળ, જે એક આબરૂદાર અને શ્રીમંત જાગીરદાર હોઈ બહોળું કુટુમ્બ ધરાવે છે તેની બદનામી થાય, જાહેરની નજરમાં ઉતરી પડે, અને તેની આબરૂને ધોકો પહોંચે એવા ઇરાદાથી તમારા તરફથી તે જણાવવામાં આવી છે. સદરહુ પુસ્તકમાં એથી વધુ બદનક્ષી ભરેલી બાબતો લખાયલી છે એવો અમારા કુળને ભય છે.

આ સંજોગોમાં અમને કહેવામાં આવ્યું છે કે અમારા કુળને બદનામ કરવા માટે તમારી પાસેથી રૂ. ૧૦૦૦૦) નુકસાનીના માંગવા અને તે ભરી દેવા માટે તમારા પર ફરજ પાડવી તથા બીનશરતી માફી માગવી તેમજ એવી ખાત્રી આપવી કે એ પ્રગટ થનારા પુસ્તકમાંથી અમારા કુળને ઉદ્દેશાયલા સર્વ બદનામી ભર્યાં સંબોધનો તેને પ્રગટ થતાં પહેલાં કાઢી નાખવા. અમને બીજું પણ એ સુચવવામાં આવ્યું છે કે તમારી પાસેથી છપાઈ ગયેલા પાનાઓ તથા બાકીનો હાથનો લખેલો ભાગ અમારી તપાસ માટે અમને સોંપવા માટે તમારી પાસે માંગવો અને તેમ કરવા તમને ફરજ પાડવી. મહેરબાની કરી નોંધ લેજો-ઉપલી માગણીઓ પૂરી નહિ પાડો તો તમને બીજી ચેતવણી આપ્યા વગર તમારી વિરૂદ્ધ તમારે હિસાબે અને જોખમે પગલાં ભરવા માટે અમને સ્પષ્ટ સૂચના આપવામાં આવી છે.

સાચે સાચ તમારા જ
(સહી) મોહીલે પારેખ અને ગણાત્રા:
સોલિસીટર્સ—હાઇકોર્ટ"

હું અગાઉ ખુલ્લા શબ્દોમાં જાહેર કરી ગયો છું કે આ એક આબરૂદાર અને શ્રીમંત જાગીરદાર, બહોળું કુટુમ્બ ધરાવનાર બાઇ કુંવરબાઇની બદનામી કરવા, કે તેને જાહેરની નજરમાં ઉતારી પાડવાનો મારો મુદ્દલ હેતુ નથી. હું બાઇ કુંવરબાઇ કે તેના બાળકોને દીઠેય ઓળખતો નથી. તેઓના પ્રસંગમાં જીંદગીભરમાં આવ્યો નથી. તો પછી મારે ને તેઓની વચ્ચે અંગત દ્વેષભાવ કે દુશ્મનાઇની વાત તો હોયજ શી રીતે ?

રાજકોટ મહાજનનું પગલું કચ્છી લોહાણા વિભાગનું ભયંકર અપમાન કરનારૂં અવાસ્તવિક તથા જ્ઞાતિમાં કુસંપ ઉભો કરનારૂં છે, એ સવાલ સાથે કુંવરબાઇ તે કેશવજી દેવકરણની પરણેતર કે પુનર્લગ્ન કરેલી પત્ની નથી પણ રખાત છે એ બાબત સીધો સંબંધ ધરાવે છે, અને લોહાણા વિભાગોમાં કુસંપના વાદળાંઓ વિખેરી નાંખવાના પવિત્ર ઉદ્દેશે આ સ્થિતિ સ્પષ્ટ કરવાની અનિવાર્ય આવશ્યકતા હતી તેટલા માટે જ માત્ર આ એક જ પ્રશ્નને લગતાં સાધનોનો ઉપયોગ મેં અહીં પવિત્ર હેતુએ કર્યો છે.

ઉપર પ્રમાણે હકીકતો અને મળતાં આ નોટીસનો જવાબ આપવાની મને સલાહ મળી નહોતી અને તેથી તેનો જવાબ મેં આપ્યો નથી. છતાં પણ એ શ્રીમંત જાગીરદાર બાઇનો ઇરાદો પોતાના લક્ષ્મીના જોરે મને હેરાન કરવાનો હોય તો તેને પુગી વળવા હું તૈયાર છું અને આમાં લખેલી સત્ય બાબતોને પૂરવાર કરવાની મને તક મળશે.

લોહાણાઓના હિત કરવાનો મુદ્રાલેખ છાતીએ રાખનાર ' લોહાણા હિતેચ્છુ ' પત્રે આ બીજી દુઃખદ ઘટનામાં કેવો ભાગ ભજવી પોતાના મૂગ મંત્રનું સાર્થક કરી બતાવ્યું છે તે વાંચનાર ભાઇ બ્હેન સમાલોચનાના અવલોકનથી ખ્યાલ કરી શકશે.

આ ઉપરથી એ તો હવે ખુલ્લું દેખાઇ આવ્યું છે કે જ્ઞાતિના હિતને માટે જન્મેલા ' લોહાણા હિતેચ્છુ ' પત્રના સ્વામીએ શ્રી કચ્છી લો. મહાજન તરફથી તાર તથા કાગળ મળવા છતાં ઇરાદાપૂર્વક આ ભાટિયાણી બાઇને મરહુમ ઠા. કેશવજી દેવકરણની વિધવા જણાવી લોહાણા જનતાની આંખે પાટા બંધાવવાનું મહાન પાપ કર્યું છે. તે માટે ' લો. હિતેચ્છુ'ના અધિપતિ અંતઃકરણપૂર્વક પશ્ચાતાપ જાહેર કરે, અને એકલા કચ્છી લો. વિભાગની જ નહિ પણ સમસ્ત લોહાણા આલમની બીનશરતી માફી માગે અને હવે પછી આવું નહિ કરવાની શુદ્ધ હૃદયથી ખાત્રી આપે: અગર જો પોતે દુરાગ્રહને વળગી જ રહે તો પછી 'લોહાણા હિતેચ્છુ' માટે લોહાણા ભાઇઓ ઘટતા પણ અસરકારક પગલાં લેવાનો તાબડતોબ વિચાર કરવા પ્રવૃત થાય એ સ્વાભાવિક છે.

આથી એક વાતની ખાસ અગત્ય જણાશે કે લોહાણા જેવી વિશાળ જ્ઞાતિમાં એક સારામાં સારા નીડર, નિષ્પક્ષપાતી સત્યચાહક અઠવાડિક પત્રની ખાસ આવશ્યકતા છેઃ અને તે માટે સાધનો અને સંજોગો અનુકુળ કરવા હું વિચારી રહ્યો છું, અમારા ભાઇ બહેનોની સાચા જીગરની સહાનુભુતિ હશે તો મને શ્રદ્ધા છે કે એ મનોરથો પાર પડેલા પણ પ્રભુ નજદીકના ભવિષ્યમાં બતાવશે.

'ઇતિહાસ અને અવલોકન' એ આ પુસ્તકનો અગત્યનો વિભાગ છે અને તે તૈયાર કરવામાં નીચે મુજબ ગ્રંથોની સહાય લીધી છે.

સારસ્વત સર્વસ્વ, ભારત કે પ્રાચીન રાજવંશ, હિન્દી રાજસ્થાન, ભારતનો પ્રાચીન ઇતિહાસ, રા. ઉદ્ધવજી કૃત લો. ઇતિહાસ, કચ્છનો ઇતિહાસ, સોરઠી તવારીખ, રાસમાળા, ભારત રાજય મહા મંડળ, વ્યાસ શીવજી ભાગ્યચંદ કૃત સારસ્વતોપાખ્યાન અને ક્ષત્રિયોત્પતિ, રાજ તરંગિણિ, લાહોરના શિવદત્ત ભટ્ટનો હસ્તલિખિત ગ્રંથ, મનુસ્મૃતિ, મત્સ્ય પુરાણ, વિષ્ણુપુરાણ આદિ શાસ્ત્રીય ગ્રંથો, મહાભારત, રામાયણ અમરલાલ ચરિત્ર History of Sindh, Punjab Gazetteer, Tribes and Casts of Bombay, Civilization of Ancient India તથા ૧૯૦૧નો સેન્સસ રિપોર્ટ વગેરે ગ્રંથકર્તાઓનો હું આભાર માનું છું.

વાંચનાર ભાઇ બ્હેનો જોઇ શકશે કે આ ઇતિહાસ અને સમાલોચનાને લગતાં સાધનો મેળવવામાં મેં જરા કે જહેમતની જરાએ પરવા કરી નથી. પ્રથમ એકલો ઇતિહાસ જુદા પુસ્તક રૂપે બહાર પાડવાનો ઇરાદો હતો, તેમાં સમાલોચના વિભાગ ઉમેરવાથી પુસ્તકનું કદ લગભગ ડબલ કરતાં પણ વધુ થઇ જવાથી કિંમતમાં સ્હેજ વધારો કરવો પડયો છે; પણ આ પુસ્તક તૈયાર કરવામાં જે શ્રમ ઉઠાવ્યો છે ને જે ખરચ થયાં છે તે તરફ નજર કરતાં આ કિંમત બહુ નજીવી ગણાશે. આમ છતાંય જે ભાઇ બ્હેનોએ અમારી પ્રથમની જાહેરાત ઉપરથી તે કિંમતના પૈસા મોકલી આપ્યા છે તેઓને તો તે જ કિંમતે આ પુસ્તક આપવાનો મેં નિશ્ચય કરેલ હોવાથી તેઓની ધીરજ અને મારાપરના વિશ્વાસનો બેવડો બદલો તેઓને મળી રહેલો ગણાશે.

સમાલોચનાના કાર્યમાં મારા સ્નેહી ભાઇ આણંદજી મૂળજી નથુ પાંધી, શેઠ ધારસિંહ હેમરાજ તથા શેઠ શિવદાસ ચાંપસિંહ કારિયા તથા જે જે ભાઇઓએ સાધનો મેળવવામાં મારો સમય બચાવી, પોતાના સમયનો ભોગ આપી, મને સહાય કરી છે, તે માટે તેઓ સર્વનો હું મુક્ત કંઠે આભાર માનું છું.

ઉપરાંત મારા અનહદ પ્રવૃત્તિમાન સંજોગો નિહાળી મારા પરમ સ્નેહી ભાઇ દેવજી ત્રીકમદાસ કારિયા ( બી. એ. એલએલ બી. હાઇકોર્ટ પ્લીડર ) એ આ પુસ્તક પ્રકાશનનો બધો ભાર પોતાના ઉપર ઉપાડી લઇને મને સગવડતા કરી આપી છે, તે બદલ એ ભાઇનો આભાર તો મારાથી કદી ભુલાઇ શકાશે નહિ. આ પુસ્તક વગર કોઇ પણ લોહાણા ભાઇનું ઘર સુનું ન રહે એ જોવાના મારા અભિલાષ છે.

હવે એક અગત્યની વાત કરી લઉં, તે એકે જ્યારે ભાઇ નારાયણ ઠક્કુરકૃત 'આંવદા એટલે રઘુવંશી' નામે ઇનામી નિબંધનો પ્રતિવાદ બહાર પડયો ત્યારે તે નિબંધના અંતે લેખકે બળતા હૃદયે કંઇક જ્વાળાઓ બહાર કાઢી છે તે ઉપરથી અમે અમારી શંકાઓનું સમાધાન કરવા માટે એ પ્રતિવાદના પ્રકાશક શેઠ ધારસિંહભાઇ હેમરાજ કે જેઓ શ્રી કચ્છી લોહાણા મહાજનના પણ એક કાર્યકર્તા છે, તેમને મળ્યા. તેઓએ અમારા પ્રશ્નોના કરેલ ખુલાસાઓથી અમને તો સંતોષ થયો પણ બીજા હાલાઇ ઘોઘારી ભાઇઓના હૃદયમાં પણ કોઇ અવનવી માન્યતા દૃઢ ન થઇ જાય તે માટે એઓશ્રીએ પોતાના તરફનો ખુલાસો લખીને પણ મને આપ્યો જે પણ જ્ઞાતિના ભલા માટે અહીં આપવો ઉપયોગી થઇ પડશે . ને તે નીચે પ્રમાણે:

## જ્ઞાતિમાં પડેલ મતભેદનો ખુલાસો:

" ભાઈશ્રી રાઘવજી પુરૂષોતમે ઇનામી નિબંધ બહાર પાડયા પછી લોહાણા જ્ઞાતિમાં કોળાહળ થયો અને તેનો જવાબ જરૂર આપવો જ જોઇએ. એવી ઈચ્છા કચ્છી ભાઇઓમાં પ્રબળતાથી પ્રસરી રહી. તે ઈચ્છાને માન આપી મારી શક્તિ અનુસાર સાધનો એકત્ર કરી ભાઈ નારાયણ વિસનજી ઠક્કુરને મેં આપ્યાં; અને તે ભાઇએ જવાબરૂપે લેખ લખી આપ્યો અને તેનો પ્રકાશ મે કરાવ્યો. પણ ત્યારપછી કેટલાક હાલાઇ ભાઈઓને મારા તથા ભાઇ ઠક્કુર તરફ અભાવ આવ્યો છે અને તેઓ એમ માને છે કે કચ્છીઓ અને હાલાઈઓ વચ્ચે ભવિષ્યમાં એકતા ન થાય અને પરસ્પર દ્વેષ રહ્યા કરે એવી અમારી ઉભયની ઇચ્છા છે. અને તેવા આશયનું લખાણ અમો બન્ને જણાઓએ જાણી બુઝીને અમારા પુસ્તકમાં દાખલ કરેલ છે, આવી માન્યતા ફેલાઈ છે. એમ જ્યારે 'લોહાણા રત્નમાળા' ના કર્તા ભાઇ નારાયણજી ગોકળદાસ ડોસાણીએ મને કહ્યું ત્યારે મને ભારે અજાયબી ઉપજી: કારણકે મારી આ જીન્દગીમાં એવું એક પણ કૃત્ય કરેલ નથી કે જેથી જ્ઞાતિમાં વેર વધે. અત્રે મારે જણાવવું જોઇએ કે જ્ઞાતિ શબ્દની મારી વ્યાખ્યા માત્ર કચ્છી પરત્વે જ નથી પરંતુ હું માત્ર લોહાણા બંધુઓ માટે લખું છું. હાલાઈ કે ગુજરાતી કે ઘોઘારી તમામ લોહાણા મારા બંધુઓ જ છે અને હાલાઈ એ એક વિભાગ ભલે છે પણ લોહાણા તો છે જ.

પણ જો સગો ભાઈ પણ હોય ને અનીતિને રસ્તે જતો હોય તો એના દોષ જાહેરમાં કહી નાખવામાં ગુન્હો કે અપરાધ નથી એવી મારી માન્યતા હોવાના કારણે હાલાઇ ભાઇઓએ કચ્છીઓને જે અન્યાય કરેલ છે તે માત્ર જાહેરમાં લાવી તેમની ભૂલો બતાવવી: એટલાજ હેતુથી કંઈક કઠોર શબ્દોનો પ્રયોગ ભાઈ ઠક્કુરે કરેલ છે એ વાત સાચી છે પણ તેથી એમ તો નથીજ ઠરતું કે ભાઈ ઠક્કુરની અને મારી મનોવૃત્તિ હમેશાં વેર વધારવાની અથવા તો હવે પછી કચ્છી અને હાલાઇઓ વચ્ચે સમાધાન ન થાય તો સારૂં એવી છે.

ઘણા માણસોનું માનવું એવું હોય છે કે કાણાને કાણો ન કહેવો પણ કંઈક યુક્તિવાળી ભાષા વાપરવી અને કડવાશની જગ્યાએ મીઠાશ હોય તો કહેલી વાત તરત સફળ થાય છે. એ વાત સાચી છે કે કેમ એ સવાલને બાજુપર મૂકી તેવું કહેનારાઓને મારો જવાબ એ છે કે: સાચું બોલવું તે સાથે પ્રિય બોલવું એ કાર્ય કેટલું કઠણ છે તેનો તોલ પણ કરવાની જરૂર છે. વળી કેવા માણસ સાથે કેમ વર્તન રાખવું એ પણ સમય ઉપર આધાર રાખે છે.

ભાઈ રાઘવજી પુરૂષોતમના સલાહકારો વિદ્વાનમાં પોતાને ખપાવે છે અને મોટા ધારાશાસ્ત્રી છે એટલુંજ નહિ પણ તે ઉભય વ્યકિતઓ એક સોલિસીટર અને બીજા બારીસ્ટર છે. તેમણે કચ્છી મહાજનને પેટ ભરીને ગાળો ભાંડયા છતાં હાલાઈ ભાઈઓએ મી. હીરાલાલને એક જાહેરસભા એકત્ર કરી માનપત્ર પણ આપેલ; તે સભામાં તેમણે ઈનામી નિબંધ લખવામાં ભૂલ કરી છે એટલા શબ્દો પણ જો મુંબઈના હાલાઈ મહાજને ઉચ્ચાર્યા હતે તો પણ કચ્છીભાઈઓને થોડેક અંશે સમાધાન માની લેવાનું કારણ રહેત, પણ તેમ તો થયું ન હતું. તદુપરાંત કેશવજી દેવકરણની રાખેલીના છોકરાને રાજકોટના મહાજને એકવાર ન્યાતબહાર મૂકી તેનું થયેલ સગપણ રદ કરાવેલ તેજ મહાજને ફરી તેજ સગપણ કાયમ કરી તેને પાવન કરેલ છે. આ વાત કંઈ ખુણામાં તો નથીજ બની; પણ જાહેર છાપાઓમાં ચર્ચાઈ છે. અને હજી સુધી હાલાઈ ભાઈઓ આવાં કાર્યોને ધિક્કારવાની કશી કોશેશ નહિ કરતાં મૌન રહ્યા છે તો તે પરથી શું એ સિદ્ધ નથી થતું કે કચ્છીઓની મૈત્રિ માટે હાલાઈઓ બેદરકાર રહ્યા છે?

આટલા લંબાણ ઉત્તર આપ્યા પછી જે બંધુઓને અમારા લખાણથી માઠું લાગેલ હશે તેમના હૃદયનું સમાધાન થઈ જશે ... છે.

ભાઈ ઠક્કર અને હું પોતે હાલાઈ ભાઈઓને કચ્છીઓ વચ્ચે જે ફાટ પડી છે તે અકારણ છે છતાં સાંધવા ખુશી છીએ. ઘણાજ પ્રેમથી અમે અમારા હાલાઈ ભાઈઓ સાથે એકતા સાધવા તત્પર છીએ એટલુંજ નહિ પણ અમારા અન્ય કચ્છી બંધુઓને સમજાવવા-વિનવવા પણ તૈયાર છીએ.

વધારામાં જણાવવાનું કે જે લખાણ ('બાંવઠા એટલે રઘુવંશી' નામક નિબંધ) અમારા તરફથી બહાર પડેલ છે તે વૈમનસ્ય ટાળવા માટેજ હતું; નહિ કે વધારવા માટે; પણ મારા હાલાઈ ભાઈઓએ એ પણ ધ્યાન રાખવાનું છે કે મૈત્રિ એક તરફથી થાય નહિ. ઉભય પક્ષને તેની આકાંક્ષા હોવી જોઈએ.

દી૰ જ્ઞાતિસેવક

ધારસિંહ હેમરાજ"

શેઠ ધારસિંહભાઈના ઉપરોકત ખુલાસા ઉપરજ સર્વ હાલાઈ ભાઈઓનું ધ્યાન ખેંચ્યું હતું.

અમને જ્યારે ખબર પડી કે આ બાઈ 'લોહાણા હિતેચ્છુ'ના કહેવા મુજબ સ્વ૰ ઠા. કેશવજી દેવકરણની 'વિધવા' નથી પણ આમ બાબત છે ત્યારે સપ્ટેમ્બર સન ૧૯૨૪ ના સમાજજીવનના અંકમાંની 'અમારી નોંધ'માં નીચે મુજબ આ અઘટિત કાર્ય પરત્વે સર્વનું ધ્યાન ખેંચ્યું હતું:

## રાજકોટ લોહાણા મહાજનને નામે નિર્ણય

ગયા ૧૯૨૩ના સપ્ટેમ્બર માસની ૧૪ મી તારીખે રાજકોટ લોહાણા મહાજનના નામે, ભાટિયા જ્ઞાતિની કુંવરબાઈ નામની સ્ત્રીને, તેના લોહાણા ઉપપતિથી ઉત્પન્ન કરેલાં બાળકોને પાવન કરવામાં આવ્યાં. અને આથી કરીને કચ્છી લોહાણા સૃષ્ટિમાં ભારે ખળભળાટ થઈ રહ્યો છે. સદરહુ ભાટિયાણી બાઈ કુંવરબાઈ પોતાના વિવાહીત ભાટિયા પતિના મૃત્યુ પછી નહિ પણ તેની હયાતી હોવા છતાં કચ્છી લોહાણા ગૃહસ્થ શેઠ કેશવજી દેવકરણના ઘરમાં ઉપપત્ની તરિકે-રાખ તરિકે રહી હતી. અને તેનાથી આ સંતાનો ઉત્પન્ન થયાં હતાં. જ્ઞાતિના નિયમોથી વિરૂદ્ધ ઠા. કેશવજી દેવકરણનાં આ નિંદ્ય આચરણથી મુંબઈના કચ્છી મહાજને તેની સાથેનો વ્યવહાર બંધ કર્યો હતો. કાળ કોઈને મૂકતો નથી; ઠા. કેશવજી દેવકરણનો દેહાન્ત થયો. અને પછીથી આ 'જારજ' પુત્રોને વસાવવાનો પ્રશ્ન કુંવરબાઈને મુંઝવણ ભરેલો થઈ પડ્યો હતો. મરનાર ઠા. કેશવજી દેવકરણે લગ્ન કે પુનર્લગ્ન હિંદુ કાયદા મુજબ કે જ્ઞાતિના નિયમ મુજબ આ બાઈ સાથે કરેલું નહોતું; અને તે કુંવરબાઈનો વિવાહીત ભાટિયો પતિ હયાત પણ હતો. આટલું છતાંય શેઠ કેશવજી દેવકરણના મૃત્યુ પછી તે કુંવરબાઈની ફરજ પોતાનાં બાળકોને પાવન કરી લોહાણા જ્ઞાતિમાં [illegible] મુંબઈના શ્રી કચ્છી લોહાણા મહાજનને શરૂઆત જણાવી હતી તેમ તે બાબતમાં [illegible]

## આપણે રઘુવંશી કે બાંવઢા ?

સમગ્ર લોહાણા જાતિનું અપમાન કરનાર ' આપણે રઘુવંશી કે બાંવઢા ? ' નામક ઇનામી નિબંધ સન ૧૯૨૩ ના જૂન માસમાં લોહાણાભાઇઓના હાથમાં આવ્યો કે આખીય લોહાણા આલમમાં ખળભળાટ મચી રહ્યો. જૂદા જૂદા પ્રદેશોમાં વસ્તા ત્રણે વિભાગોના લોહાણાભાઇઓ તરફથી આ નિંદાજનક નિબંધ પ્રત્યે સખ્ત અણુગમાની લાગણી પ્રદર્શિત કરવામાં આવી. કોઈ કોઇ સ્થળે 'પ્રોટેસ્ટ' જાહેર કરવા જાહેર છાપામાં ચર્ચા શરૂ થઇ.*

---

* કરાંચીમાં પ્રસિદ્ધ થતા "હિતેચ્છુ" પત્રના તા. ૨૮મી જૂન ૧૯૨૪ના અંકમાં શેઠ ભવાનજી નરશી ટોપીવાળાનું ચર્ચાપત્ર નીચે મુજબ છપાયું છે:

### " શ્રી કરાંચીની સમસ્ત લોહાણાજ્ઞાતિ પ્રત્યે "
### લોહાણા બાંવઢા નથી પણ રઘુવંશી છે

**અહો ભાગ્યશાળી મારા જ્ઞાતિબંધુઓ !**

અત્યાર સુધીની ચળવળને આપ સૌ જાણી ચુકયા હશો કે એક મુંબઇના કોઇ ધનવાને ધીંગાણું મચાવ્યું છે કે 'લોહાણાઓ રઘુવંશી નથી પણ બાંવઢા છે ' એવો લેખ લખવાને માટે પોતા તરફથી ઈનામ જાહેર કરી કોઇ સોલીસીટરને નવાજ્યો છે. ત્યારે તેવોજ લેખ કોઇ તેવાજ બારીસ્ટર સાહેબે પાસ કીધો છે. આવી ત્રિમૂર્તિ મુંબઇ શહેરમાં જ ઉભી થઇ. આપણી જ્ઞાતિમાં નકામો કોલાહળ દેશોદેશ કરી મૂકેલો છે. તેવો ખોટો આરોપ કોઇ એક જ માણસ પેટનો બળેલો ગામ બાળવા મેદાન પડે તે સમસ્ત લોહાણા જ્ઞાતિથી કેમજ ખમી શકાય ? તે શેઠને મુંબઇના કચ્છી મહાજન શેઠીઆઓ સાથે મતભેદ પડયો. તે વખતે માયાનો મદ પકડી ન શકાયો અને પટેલો સાથે અથડામણ થઇ. તે ગુસ્સામાં મજકુર શેઠશ્રી સમસ્ત લોહાણા જ્ઞાતિને બાંવઢા કહેવાને યાને ઠેરવવાને મેદાન પડયા છે. એણે આપણી જ્ઞાતિને કેટલી હીણપદભરી અને કલંકિત કરી મૂકી છે. જે ઠેકાણે લોહાણા જ્ઞાતિ ચોખ્ખી રઘુવંશી જ છે અને લોહાણા સાચા શૂરવીર ક્ષત્રિય પુત્રો જ છે, અને જે ધર્મધુરંધર ગૌબ્રાહ્મણ પ્રતિપાળ શ્રીરામચંદ્રજીના વંશનાજ છે, જે સાચા સત્યવાદી રાજા હરિશ્ચંદ્રના જેવા જ છે, જે ખરા દયાળુ અને પરમાર્થી રાજા અંબરીશના જેવા જ છે તે લોહાણાને, શુદ્ધ અને ઉચ્ચ વૃતિવાળી લોહાણા જ્ઞાતિને રઘુવંશીને બદલે બાંવઢાથી ઓળખવી કે કલંકિત કરવી એ શું તેવા સારા શેઠીઆઓ કે ભણેલા વિદ્વાનોને લાયક છે? હરિ ! હરિ ! તે લોકોએ ઘણુંજ નિંદવા જોગ અને વખોડવા જેવું કામ કરેલું છે. તેવા ન છાજતા કાર્યને વખોડી કાઢવા માટે અને તેવા લેખને ખોટો ઠરાવવા માટે, અને તેવા બાંવઢા કલંકને ઉડાવી દેવા માટે આપણી કરાંચીની આખી જ્ઞાતિનો મેળો આપણી કોઇબી મહાજનવાડીમાં શેઠ દેવધરભાઈ માગજી અથવા શેઠ ઠાકરસી રાયસીના પ્રમુખપણા નીચે ભરવો અને તેવી બાબતોને ધિક્કારરૂપ જણાવી, તેવાં ધીંગાણાંને તિરસ્કારપાત્ર ઠરાવી બાંવઢાના લેખને કચરાની ટોપલીને સ્વાધીન કરી, રઘુવંશી કુળને સત્ય ઠરાવી પોતાની જ્ઞાતિનો મોભો અને મરતબો જાળવવો અને તેવા ધીંગાણાખોરોપર પ્રોટેસ્ટ જાહેર કરવો. ઘણી દીલગીરીની વાત છે કે મહાન પ્રતાપી, પૂર્ણભાગ્યશાળી, ખરા નીતિવાન, અને અખંડ નેકટેક જાળવવાવાળા સાક્ષાત શ્રી રામચંદ્રજીના વંશને એક ન છાજતો 'ખૂની બાંવઢા'નો ઇલકાબ આપવો એ નાણાંવાળાના નખરા નહિ તો બીજું શું કહેવાય? એ માયાની મસ્તી નહિ તો બીજું શું? એને ભવાડા સિવાય બીજું શું કહેવાય ?

માટે મારા કરાંચીવાસી સમસ્ત જ્ઞાતિબન્ધુઓને પોતાનું ખરેખરૂં જ્ઞાતિઅભિમાન હોય, ખરેખરો પોતાની જ્ઞાતિ માટે પ્રેમ હોય, તેવા મારા ભાગ્યવાન સમસ્ત જ્ઞાતિ અગ્રેસરો તથા તેવા મારા વયોવૃદ્ધ જ્ઞાતિ મુરબ્બીઓ તથા મારા વિદ્વાન મિત્રો તથા મારા યુવક બન્ધુઓ કદી પણ આવી બાબતને ભૂલી ન જઇ એકદમ પોતા ઉપર આવેલું કલંક દૂર કરવા આ વિષયને તરત ઉપાડી લેશો એજ વિનંતિ

લી. સેવક

**ભવાનજી નરશી ટોપીવાળા**

અને તે ઉપરાંત આ કહેવાતા ઇનામી નિબંધ–નિંદાજનક નિબંધના જવાબો રૂપે બન્ને પ્રતિવાદો પ્રકટ થયા. તેમાં પહેલો ઝરીઆનિવાસી શ્રીચારી વિભાગના યુવક બંધુ જદુરાય દુર્લભજી ખંધડીઆએ લખ્યો; અને બીજો, 'બાંવઢા એટલે રઘુવંશી' નામક પ્રતિવાદ સુપ્રસિદ્ધ નવલકથાકાર કચ્છી લોહાણા ગૃહસ્થ ભાઇ નારાયણ વિસનજી ઠક્કુરે લખ્યો છે.

'લોહાણા બાંવઢા નથી પણ રઘુવંશી છે' નામક પ્રથમ પ્રતિવાદના લેખક ભાઇ જદુરાયે ઝરીઆ જેવા દૂર પ્રદેશમાં રહીને પણ પોતાને જે કંઇ સાધનો ઉપલબ્ધ થયાં તેનાથી વિશેષ કરીને ઇનામી નિબંધમાંની ઐતિહાસિક માન્યતા કેટલી ભ્રમમૂલક છે, તે યથાશક્તિ બતાવવા પ્રયાસ કર્યો છે અને ભાઇ નારાયણ ઠક્કુરે 'બાંવઢા એટલે રઘુવંશી' નામક પ્રતિવાદમાં નિબંધ લેખક તથા પ્રાસ્તાવિક લખનારની એકેએક દલીલોનો મુંબઇના કચ્છી લોહાણા મહાજનના દફતરની નોંધો તથા બીજાં એવાં સચોટ પ્રમાણોથી એવો તો રદીઓ આપ્યો છે કે જેને લઇને અમારી મહેનત સાવ ઓછી થઇ ગઈ છે અને તેટલા માટે અમે તો અહીં માત્ર મૂળ નિબંધ અને તેના પ્રતિવાદોની રૂપરેખા અને સંજોગોનું કુંકમાંજ દીગ્દર્શન કરાવવું આવશ્યક માનીએ છીએ.

## ઇનામી નિબંધપ્રકાશનું પ્રયોજન

શ્રીમાન શેઠ રાઘવજીભાઇ પુરૂષોત્તમને જ્ઞાતિજનોની ઇર્ષાના કડવા અનુભવ થયા. પહેલો: ૧૯૨૦ માં એમના ભાઇ કેશવજી યુરોપના પ્રવાસેથી પાછા ફરતાં એને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવ્યું. બીજો પ્રસંગ: દેશસેવાના કારણે તિલક સ્વરાજ્ય ફંડમાં શ્રીમાન શે. રાઘવજીભાઇએ રૂા ૨૫૦૦૦) આપ્યા તેથી કેટલાક તેજોદ્વેષી ધનવાનોથી સહન થઇ શક્યું નહિ; કારણ કે બીજાઓમાં તેટલી દેશદાઝ નહોતી; ત્યાર પછી શ્રીમાન શેઠ રાઘવજીભાઇને હીણું લગાડવા ખોટા ગુલબાનો કેટલાકોએ ઉડાડયાં. તેથી વધુ ત્રીજો પ્રસંગ: શ્રીમાન શેઠ રાઘવજીભાઇ પુરૂષોતમનાં પુત્રી મણીબેનના લગ્ન સમયે ૧૯૨૨માં બન્યો. તે એ કે પુત્રી–વત્સલ પિતાએ પુત્રી–જમાઇને કપડાં, વાસણો ફરનીચર અને આભૂષણો ઉપરાંત એક મોટરકાર અને સારી જેવી રોકડ નાણાની રકમ કાઢી આપી. તે પણ વિધ્નસંતોષી ઇર્ષાખોરોને ન ગમ્યું. કેટલાક મુંજીઓના પેટમાં શેઠના આ કૃત્યથી તેલ રેડાયું અને તેનાજ કારણે કચ્છી લો. મહાજને ધારાધોરણો ઘડયાં. એથી વધારે લગ્ન સમયે હરિકીર્તન કરાવ્યું તેમાંય ઇર્ષા કરી અને ઇર્ષાશાસ્ત્રને આધારે નિયમ ઘડયા. ઇનામી નિબંધના પ્રાસ્તાવિક લખનાર, શ્રીમાન શેઠ રાઘવજીભાઇ પુરૂષોતમના આશ્રિત ભાઈ જયકૃષ્ણ નાગરદાસ વર્મા ઉપલાં કારણો જણાવે છે, અને પછી જણાવે છે કે, છતાંય ગામ હોય ત્યાં ઢેડવાડો હોયજ. તેમણે આ ઘટનાઓની દરકાર સુદ્ધાં કરી નહિ. પરંતુ એથી એમના હૃદયમાં એક શંકા જરૂર ઉદ્ભવી એ શંકા તે પ્રસ્તુત નિબંધ. એટલે કે 'લોહાણા તે રઘુવંશી કે બાંવઢા?' એ શંકાનું નિવારણ કરવા માટે રૂા. ૫૦૦) ના ઇનામે નિબંધ માગ્યો. તેમાં વર્તમાન-પત્રોને ઉત્તેજન, સંશોધનના કાર્ય તરફ લેખકોને ઉત્તેજન અને ઉત્પત્તિ સંબંધી કંઇ નવું જ્ઞાન પ્રાપ્ત કરી શકાય, એમ કહી પ્રાસ્તાવિક લખનારે મધુર ગુડાણુથી લોહાણાઓને હીણું લગાડવાનો ખાસ હેતુ ઢાંકવાનો પ્રયાસ કર્યો છે. પ્રાસ્તાવિક લખનાર ભાઇ વર્માએ જે

જે ઉપરનાં કારણો નિબંધ પ્રકાશનના રહસ્ય માટે દર્શાવેલાં છે તે બધાં શ્રીમાન શેઠ રાઘવજીભાઇએ માની લીધેલાં છે. એ કારણો કેવળ ભ્રમમૂલક અને તરંગી ભાવનાઓને આભારી છે અને તેથી તેમાંના એકેક કારણો ઉપર આપણે ટુંકમાં વિચાર કરીએ.

## કારણોઃ

**પરદેશગમન પ્રાયશ્ચિતઃ** આ બાબત દરેક કોમમાં ચર્ચા અને તકરારનો વિષય છે: બીજી જ્ઞાતિઓ તો જ્ઞાતિ બહિષ્કાર અને પ્રાયશ્ચિતની શિક્ષા કરે છે. આવા કેટલાય બનાવો કપોળ, ભાટિયા આદિ જ્ઞાતિઓમાં ઉપસ્થિત થયા છે, છતાં કોઇએ આજદિન સુધી તે માટે 'ઇર્ષા કરે છે' એવું માન્યું નથી અને તેટલા માટે જ્ઞાતિભાઇઓને ભાંડવાના પ્રયાસો કોઇએ નથી કર્યાઃ લોહાણા જ્ઞાતિ તો પ્રથમથીજ પરદેશગમન સંબંધમાં ભારે ઉદાર હૃદયથી કામ લે છે, એ હવે કોઇથી અજાણ્યું નથી.

**તિલક સ્વરાજ્ય ફંડઃ** તિલક સ્વરાજ્ય ફંડ માટે મ. ગાંધીજીને પર્સ ધરવાને કચ્છી, હાલાઇ, ઘોઘારી એ ત્રણે વિભાગની એકત્ર સભા શ્રી દરિયાસ્થાનમાં મળેલી; તેમાં શ્રીમાન રાઘવજીભાઇ પુરૂષોત્તમના જેટલીજ રૂ. ૨૫૦૦૦) ની રકમ હાલાઇ લોહાણા સદ્‌ગૃહસ્થ શ્રીમાન શેઠ મોરારજીભાઇ કાનજીએ આપી હતી. તે ઉપરાંત કચ્છી ગૃહસ્થ શેઠ જીવરામ કોઠારીએ તે સમયે રૂ. ૧૦૦૦૦) તથા તે પછી એક લાખની ગંજાવર રકમ આપી છે; છતાં તે ગૃહસ્થોની કોઇએ ઇર્ષા કર્યાનું હજી જણાયું નથી, છતાં શ્રીમાન શેઠ રાઘવજીભાઇએ એમ માની લીધું હોય તો તે માન્યતા પણ આથી પાયા વગરની માની શકાય છે.

**દાયજાનું ધોરણ :** શ્રીમાન શેઠ રાઘવજીભાઇએ પોતાની પુત્રી મણીબાઇના લગ્ન પ્રસંગે પુત્રી–જમાઇને કપડાં, વાસણો, ફરનીચર, આભૂષણો ઉપરાંત મોટરકાર અને સારી જેવી નાણાની રોકડ રકમ આપવાથી કેટલાક મુંજીઓના પેટમાં તેલ રેડાયાનો આક્ષેપ તદ્દન નિર્મૂળ છે: અને તેને લઇનેજ કચ્છી લોહાણા મહાજનને દીકરીના પિતાએ કેટલું આપવું તે માટે મર્યાદિત ધારાધોરણ ઘડવાં પડયાં એ વાત પણ માત્ર ઉપજાવી કાઢેલી–માની લીધેલી છે.

જ્ઞાતિ એ એક કુટુંબ અથવા મંડળી જેવી સંસ્થા છે. તે સામ્યતાના ધોરણપર રચાયલી છે. તેમાં દરેક જ્ઞાતિબંધુને, પછી તે તવંગર હો કે ગરીબ હો, રાય હો કે રંક હો, સર્વના સરખાજ હકક છે. શ્રીમંતોની અઢળક લક્ષ્મીના કારણે જાહેરમાં હદ વગરનો દાયજો પુત્રીના લગ્નમાં આપે તો બીજા ગરીબ ભાઇઓ દેખાદેખીથી પોતાની પુત્રી પરણાવવામાં દાયજો આપવામાં જ પાયમાલ થઇ જાય. આ નિરંકુશતા અટકાવવા ગરીબ, મધ્યમ સ્થિતિના જ્ઞાતિભાઇઓના લાભાર્થે તેમાં ચોક્કસ કાપકૂપ કરવાનો મહાજન ધારો ઘડે તો તેમાં ઇર્ષા કેમ માની શકાય ? વળી આ ધારાધોરણ ઘડનાર કમિટી કાંઇ બ્હેન મણીબાઇના લગ્ન પછીજ નિમાઇ નહોતી પણ તે સંવત ૧૯૭૧ માં નીમાઇ હતી.

વળી પુત્રીવાત્સલ્ય પિતા પોતાનાં પુત્રી–જમાઇને પોતાની અઢળક સંપત્તિ ખાનગીમાં આપી દે તો તેમાં જ્ઞાતિને શું છે ? જ્ઞાતિ તો માત્ર પોતાના ગરીબ, મધ્યમસ્થિતિના ભાઇઓના રક્ષણાર્થે જાહેરમાં દેખાવ કરવાની જ અમુક હદ બાંધે છે. તો તેમાં ઇર્ષાની ગંધ પણ ક્યાં છે ? આવાં બંધારણો તો અનેક સ્થળનાં મહાજનોમાં થયેલાં છે.

**હરિકીર્તનઃ** આમાં ધાર્મિકભાવ છે અને તે ધાર્મિક રીતિએજ થવું જોઇએ. હરિકીર્તનના નામે ધર્મનો વિચ્છેદ થાય તેવાં આચરણ માલુમ પડે તો મહાજન તેને અંગે ચોક્કસ સ્થિતિ સ્પષ્ટ કરે તેમાં ખોટું શું ?

ટુંકામાં એટલુંજ કે શ્રીમાન શેઠ રાઘવજીભાઇ પુરૂષોત્તમની 'ઇર્ષા'ની માન્યતાઓ સત્ય નહોતી. ખાનદાન માણસના પેટમાં કેટલીય આવી બાબતો ભરેલી હોય છે છતાં તેઓ હોઠ સરખો પણ ફફડાવતા નથી. તો શ્રીમાન શેઠ રાઘવજીભાઈ જેવા બહુવિધ વ્યાપાર-પરાયણ પુરૂષ આવી ક્ષુલ્લક માન્યતાઓને ગંભીર રૂપ આપી, જે પ્રાચીન પવિત્ર જાતના તેઓ શ્રીમાન પોતે છે તે જ જાતિને હલકી, બંધુઘાતક અને એવાંજ બીજાં હીનતાદર્શક ઉપનામોથી નવાજવાનું કેમ સૂઝયું ?× એ જ અમને તો અજાયબી લાગે છે.

'સંશોધનના કાર્ય તરફ લેખકોને પ્રોત્સાહન અને ઉત્પત્તિ સંબંધી નવું જ્ઞાન પ્રાપ્ત કરવાની આશા' એ વકીલ બારિસ્ટરોની શબ્દજાળ હતી, એ હવે સર્વથી સમજાઇ ગયું છે. અને આ કહેવાતો ઇનામી નિબંધ બહાર પડયા પછી ચોતરફથી તેનો થયેલો તિરસ્કારઃ એ જોયા પછી એ આશા કેટલી પૂરી થઇ છે તે પ્રસ્તાવના લખનાર ભાઇ બરાબર સમજી ગયા હશે.

## પરીક્ષક કમિટીઃ

નિબંધોઃ બધા મળીને ૨૮ મળ્યા. તેમાં સર્વોત્તમ તરીકે ભાઇ હીરાલાલ હરજીવનદાસ ગણાત્રાનો નિબંધ પરીક્ષામાં પાસ થયો.

આ 'ઘરના ભૂવા ને ઘરના જાગરીયા' જેવો ખેલ, હવે લોહાણા ભાઇઓ ન સમજી શકે તેવા મૂર્ખા નથી. આ બધાં કારણો અને બધી બાબતોનાં જૂઠાણાં, કહેવાતા ઇનામી નિબંધના થયેલા બબ્બે પ્રતિવાદોમાં ખુલ્લાં થઇ ગયાં છે. એટલે વધુ જાણવા ઉત્સુક ભાઇબ્હેનોએ તે રા. જદુરાય કૃત 'લોહાણા બાંવઠા નથી પણ રઘુવંશી છે' તથા 'બાંવઠા એટલે રઘુવંશી' એ ભાઇ નારાયણ ઠક્કુર કૃત પ્રતિવાદો મંગાવીને વાંચી લેવા વિનંતિ છે. અને તે બન્ને પ્રતિવાદો અમારી પાસેથી પણ આ ઇતિહાસ ખરીદનારને હશે ત્યાં સુધી અરધી કીંમતે મળી શકશે એટલે અહીં હવે તે ચુથેલ બાબતોપર વધુ ચુંથણાં કરી અગત્યની જગ્યા અમે રોકવા નથી ઇચ્છતા.

## અમારો હેતુઃ

અહીં કોઇ ભાઇ પ્રશ્ન કરશે કે ભાઇ ! જ્યારે આ ઘૃણિત ઇનામી નિબંધના બબ્બે પ્રતિવાદો લખાઇ બહાર પડી ગયા તો પછી હવે તે વાસી ધાનને વાગોળવાની અહીં જરૂર જ શી છે ? આ પ્રશ્ન સાવ સ્વાભાવિક છે, પણ તેનો ઉત્તર એ છે કે (૧) એ ત્રણ વર્ષમાં એક પછી એક ઉદ્દભવેલી દુઃખદ ઘટનાઓએ અત્યારે લોહાણા જ્ઞાતિમાં ભારે શિથિલતા આણી છે. કચ્છી, હાલાઇ, ઘોઘારીઃ એ વિભાગોમાં અરસપરસના અવિશ્વાસે થયેલા

---

× મુંબઇના શ્રીમંતોના સહવાસમા આવતા ભાઇઓ એ જાણતા હશે કે મુંબઇના શ્રીમંતો વિશેષ કરીને બહુવિધ વ્યાપારપરાયણ હોય છે. તે એટલે સુધી કે કેટલાકોને તો વ્યાપાર સિવાય અન્ય વિચાર સરખો કરવાનો અવકાશ નથીઃ એટલુંજ નહિ પણ વ્યાપારી જીવનમાં તેઓને પોતાના ગૃહજીવન તરફ પણ પૂરતું લક્ષ આપવાની નવરાશ હોતી નથી. શ્રીમાન શેઠ રાઘવજી પુરૂષોત્તમ તો વળી બહુવિધ વ્યાપારપરાયણ છે, નિબંધના પ્રાસ્તાવિક લખનારે જણાવેલી ક્ષુલ્લક બાબતો માટે તેઓશ્રીવિચાર કરવાનો અવકાશ મેળવે, અને તેઓને શંકા ઉદ્દભવે ને પાંચસો રૂપિયાના ભોગે નિંદાજનક નિબંધ લખાવવાનો વિચાર કરે, એ પ્રાસ્તાવિક વિવેચનકારની વાતમાંય શંકા ઉદ્દભવે છે. કદાચને ભાઇ વર્મા જેવા શ્રીમાન શેઠના કોઇ પ્રાઇવેટ સેક્રેટરીના ફળદ્રુપ ભેજામાંથી આ કલ્પનાઓ સરી પડી હોય ને એક પંથ ને દો કાજ સાધવા શેઠને ગંદી સલાહ આપી હોય એ બનવાજોગ નથી શું?.

અગર જો એ શંકા સત્ય હોય તો શ્રીમાન શેઠ રાઘવજીભાઇ પોતાના એ સલાહકાર માટે અત્યારે શું માનતા હશે, એ વિચારજ કંપાવે છે. લેખકઃ

ઉંચા મનથી ઐક્ય તૂટી જવાની અણી ઉપર છે: તેથી અરસ્પરસની ગેરસમજુતીઓ ટળીને ફરી ભાતૃપ્રેમ પ્રદિપ્ત થાય એ હેતુથી જ અમે એ ઘટનાઓનો ટુંક ઉલ્લેખ કરવા પ્રેરાયા છીએ:- અને બીજું, જેમ આ ઇનામી નિબંધકારની, રૂ. ૫૦૦) મેળવવાના ક્ષુદ્ર લોભમાં વિકારી બનેલી આંખોએ કચ્છી મહાજન સાથે આખી લોહાણા જાતિને બંધુઘાતક, ઈર્ષાખોર ઠરાવી ભયંકર અપમાન કર્યું છે, તે જ પ્રમાણે ભાઇ નારાયણ ઠક્કુરે આ નિંદાજનક ઇનામી નિબંધમાંની પોકળ દલીલોનો પ્રમાણો સહિત જડબાતોડ જવાબ આપવા સાથે, પોતે જીંદગીનો લગભગ બધો ભાગ સિંધ, મુંબઇ, કાઠિયાવાડ ને ગુજરાતમાં ગુજારેલો હોવા છતાં કચ્છી તરિકેના આવેશમાં કચ્છી લોહાણા ઉપપતિથી ઉત્પન્ન કરેલાં એક ભાટીયાણી બાઇનાં બાળકોને લોહાણા ઠરાવવાના રાજકોટ મહાજનનાં અવાસ્તવિક પગલાંને તથા એવાજ અન્ય પ્રસંગોને લીધે હૃદયની જ્વાળાઓ કાઢી છે તેની પણ તપાસ કરવી ઘટે છે.

આ રીતે મૂળ નિબંધ, પ્રથમ પ્રતિવાદ,- બીજો પ્રતિવાદ: આ સર્વની હકીકતોનો લોહાણા જનતાને પરિચય કરાવવાની આવશ્યકતા હોવાથી હવે પહેલાં ઇનામી નિબંધ તથા તેની પ્રસ્તાવના લખનાર ભાઇ ગણાત્રા વર્મા કું.ની થોડીક ઓળખાણ અહીં કરાવવાની આવશ્યકતા છે.

## ઓળખાણ.

ઇનામી નિબંધના લેખક ભાઇ હીરાલાલ હરજીવન ગણાત્રા તથા પ્રાસ્તાવિક લખનાર ભાઇ જયકૃષ્ણ નાગરદાસ વર્મા બન્ને ગુજરાતના વતની છે. સાંસારિક સંબંધે પરસ્પર સાઢુ ભાઇઓ છે. બન્ને મિત્રો છે: મુંબઇમાં લગભગ સાથે–પાસેપાસે જ રહેછે: બન્નેએ ઉંચી કેળવણી, ધી નારાયણજી ઇમજી તથા ભૂલચંદ મેઘજી હાયર એજ્યુકેશન બોર્ડીંગમાં રહીને લીધેલી છે. ત્યાર પછી ભાઇ જયકૃષ્ણ વર્મા શ્રીમાન શેઠ રાઘવજીભાઇ પુરૂષોતમને પૈસે બારિસ્ટર થવા વિલાયત ગયા: અને વિલાયતથી આવી શ્રીમાન શેઠજીને ત્યાં, કહે છે કે, મીલ ખાતામાં નોકરી રહ્યા: તે સમય દરમ્યાન ઇનામી નિબંધ લેખક ભાઇ હીરાલાલ ગણાત્રા સોલિસીટર થયા.

બન્નેજણા એક રીતે તો કચ્છી મહાપુરૂષોના નામે ચાલતી અને ફંડમાં કચ્છીભાઇઓના બહુ મોટ. ફાળાથી સ્થપાયેલ ઊંચી કેળવણીની સંસ્થાના પહેલા આભારી છે. પણ તે ઉપકારની અસર જરાય આ બન્ને ભાઈઓમાં રહી હોય તેવું માની શકાતું નથી.

પ્રાસ્તાવિક લખનારે પોતાના આશ્રયદાતાને સારૂં લગાડવા તથા લેખક, પ્રકાશક તરફના પક્ષપાતથી× પ્રેરાઇને નિર્મૂળ માન્યતાઓ ઉપર ઇમારત ચણી સમગ્ર લોહાણા જાતિને હલકી પાડવાના નિંદ્ય પ્રયાસો કરી પોતાના પેટમાંનું ઝેર ઓકી કાઢ્યું છે અને ચોતરફથી તિરસ્કારાયલો એ નિબંધ ઇરાદાપૂર્વક નિંદા કરનારો પૂરવાર થયો છે અને તે સાથે જો સમજે તો શેઠ રાઘવજીભાઇને પણ લોહાણાજનતા સામે બહુ વિચિત્ર સ્થિતિમાં મૂકી દીધા છે.

---

× શંજળાચરણમાંજ પક્ષપાતી હોવાની કબુલાત અપાયલી છે: જુઓ ઇનામી નિબંધ પાનું. ૧

**નિબંધ લખનારે માત્ર રૂપરડી પાંચસો મેળવવા ખાતર 'આપણે લોહાણા રઘુવંશી** કે આંવડા યાને લોહાણાઓની ઉત્પત્તિ અને પ્રભવસ્થાન ' આવું મોટું મોઢું, ઉત્પત્તિ અને પ્રભવસ્થાનનું મોહક નામ આપ્યું છે. આ મોટા મોહક નામવાળો નિબંધ બહાર પડયા પછી બેઉ બાજુએ હાથ લગાડેલા ઘડીઆળ પ્રમાણે આ બન્ને નિબંધ લેખક તથા પ્રાસ્તાવિક લેખક ભાઇઓનાં અંતર અને મગજનાં ચક્રો લોહાણાભાઇઓને ખુલ્લાં દેખાવા માંડયાં.

'અમારા મંતવ્યને લોકો સત્ય માનશે. અમારાથી વળી બીજો કોણ લોહાણાઓમાં વધારે વિદ્વાન છે કે જવાબ આપી શકે?' આવી ભાવનાઓ આ ભાઇઓએ રાખી હોય તો તે નિંદાજનક નિબંધના થયેલા બબ્બે પ્રતિવાદોથી તેઓએ અસત્યમાં ગોથાં ખાધાં હતાં એ હવે જાણવામાં આવી ગયું હશે. તેઓએ ભાગ્યેજ ધારણા રાખી હશે કે તેના પ્રતિવાદ કરનારા પણ બહાર આવશે. અન્ય જ્ઞાતિના કોઇ પ્રતિસ્પર્ધીઓ કે જેનાથી લોહાણાઓનાં શૌર્ય તેજ સહન ન થઇ શકે તેથી, અગર તો લોહાણાઓની હરિફાઇમાં ન ફાવી શકે તેથી તેઓ લોહાણાઓને ગમે તે ઉપનામથી પેટે બળતાં સંબોધે તેમાં અમને વધુ કંઇ લાગે નહિ; પણ ગુજરાતમાં જન્મી, વીરતાને વિદાય કરી, જે જ્ઞાતિમાં પોતે જન્મ લીધો છે, જે જ્ઞાતિમાં પોતે બાળપણથી ઉછરીને મોટા થયા છે, જે જ્ઞાતિ સાથે જન્મથી મરણ સુધી અભેદ સંબંધ સરજાયો છે, જે જ્ઞાતિ સાથે પોતાના જીવનના નાના મોટા પ્રસંગો જોડાયલા છે, જે જ્ઞાતિમાં પોતાના દેવતુલ્ય વડવાઓ રહેતા આવ્યા છે ને પોતે રહે છે અને પોતાનાં ભાવી સંતાનો રહેશે, જે જ્ઞાતિને લીધે પોતે અનેક સાંસારિક અને સામાજિક લાભો મેળવ્યા છે, જે જ્ઞાતિમાં દેવ દુર્લભ પોતાનાં સમાંવ્હાલાં સ્નેહી સંબંધીઓ રહે છે, જે જ્ઞાતિની પ્રગતિમાં પોતાની ને વ્હાલાં વ્યક્તિઓની ઉન્નતિ અંતર્ગત રહેલી છે અને જે જ્ઞાતિમાં જીવનના અનેરા લ્હાવા લૂંટવાના છે, તે જ્ઞાતિનું હિત સધાય, તેની ઉન્નતિ થાય, દુનિયામાં યશસ્વી નીવડે એવી રીતે પોતાની વિદ્યાનો સદુપયોગ કરવાને બદલે આ નિબંધ લેખક તથા પ્રાસ્તાવિક લખનાર બન્ને ભાઇઓએ માત્ર પાંચસો રૂપિયાને લોભવશ થઇ તથા પક્ષપાતને કારણે લોહાણાજાતિને ભાંડવામાં પોતાની વિદ્યાનો કારણ દુરૂપયોગ કરવાથી કોઇ પણ જાત્યાભિમાની ભાઇ બ્હેનને દુઃખ થયા વગર નહિ રહેશે. કેટલાક ઘરડેરાઓને કટાક્ષીયવાર કહેતા સાંભળ્યા છે: "કે આજકાલના ભણેલાઓ જ્ઞાતિને ભારરૂપ છે" તે આવા દાખલાઓમાં તો સત્ય ઠરે છે. "પોતાના જ દોષથી વીંટાયલા મનવાળા મનુષ્યને અતિશય સુંદર વસ્તુ હોય તો તે પણ દોષવાળી દેખાય છે!" એ લોકોક્તિનું આ ઉદાહરણ છે. વિકાર અને સ્વાર્થ ભરેલા હૃદયની વાતો આજે લોહાણા બંધુઓ ન સમજી શકે એવા નાદાન હવે નથી રહ્યા. ટુંકમાં આ ઇનામી નિબંધ લોહાણા પ્રજાવાદની કોઇ ભયંકર મશ્કરી જેવો, તેની સંસ્કૃતિના નિષેધ સમો છે અને તે તેના લેખકોની વ્યવહાર–દક્ષતાની સાફ નાદારી પ્રદર્શિત કરે છે. હવે આપણે ભાઇ નારાયણ ઠક્કર 'લોહાણા હિતેચ્છુ' પત્રના અધિપતિ ભાઇ લાલજી નાગજી ગણાત્રાને આ નિંદાજનક ઇનામી નિબંધરૂપ 'જાતિદ્રોહ' નાટકમાં પ્રકાશક, લેખક અને પ્રાસ્તાવિક લેખક: એ ત્રણે વ્યક્તિઓના અગ્રદુત Herald ની પદવી આપે છે, તે 'લોહાણા હિતેચ્છુ' પત્રની આ બાબતમાં પ્રારંભથી કેવી વલણ છે તે જોઇએ:

## 'લોહાણા હિતેચ્છુ'ની વલણ:

ઇનામી નિબંધની પરીક્ષક કમિટિ અને સંદરહુ નિંદાજનક નિબંધ સર્વોત્તમ કેમ ગણ્યો અને તેમાં 'મોસાળે વિવાહ ને મા પીરસણે' જેવી નીતિનો આશ્રય કેવી રીતે લેવાયો હતો, એ આપણે અગાઉ જોયું. અને નિબંધ લેખક ભાઇ હીરાલાલ ગણાત્રાને પણ પોતાના નિબંધની સફળતા માટે પહેલેથીજ સોએ સો ટકા ખાત્રી હતી. અને મુંબઇમાં તેઓએ ઘેરઘેર કહી બતાવેલી. ( જુઓ : જદુરાયકૃત નિબંધ પાના ૩૦ ) એ પણ એ કથનની સાક્ષી પૂરે છે ; છતાં તે નિબંધ માટે હરિફાઇમાં ઇનામ ખાટી જનાર ભાઇ હીરાલાલ ગણાત્રાને અભિનંદનની વર્ષા કરનાર પોતાના ઉપતંત્રી પદ નીચે પ્રગટ થતું 'લોહાણા હિતેચ્છુ' પત્ર:

ત્યાર પછી જેવી રીતે લડાઇના સમયમાં સંદેશો લઇ જનાર અગ્રદુત સૈન્યથી આગળ જઇને પહેલાં યુદ્ધ જાહેર કરી દે છે તેવી રીતે ભાઇ જયકૃષ્ણ વર્માના આ ઇનામી નિબંધમાંના નિંદ્ય પ્રાસ્તાવિકને પ્રિયાના પ્રથમ મિલનની રાત્રી જેટલા ઉત્સુક તેમના ગ્રાહકોનું દબાણ બહુ વધી જવાનું કારણ દર્શાવીને તે ઘૃણિત પ્રાસ્તાવિકને તા. ૨૧ તથા તા, ૨૮ જૂન ૧૯૨૩ના અંકોમાં દાખલ કરી દે છે. સંદરહુ પ્રાસ્તાવિક 'હિતેચ્છુ'ના અધિપતિ ભાઇ લાલજી નાગજી ગણાત્રાને માનનીય, મનનીય, અને માર્ગદર્શક જણાયો છે. અને જ્યારે આ પ્રસ્તાવનામાંના નિંદ્ય લખાણથી સારી લોહાણા આલમમાં ખળભળાટ મચી રહેલો જોવાય છે ત્યારે તા. ૩૦મી ઓગસ્ટ ૧૯૨૩ ના અંકમાં 'હિતેચ્છુ'ના અધિપતિને આ પ્રમાણે ખુલાસો કરી પોતાની કોર મરડવી પડે છે.

"અમારા ગત અંકો ૪૫–૪૬ માં જે લોહાણા રઘુવંશી કે બાંવડા એ નિબંધની પ્રસ્તાવના રા. રા. જયકૃષ્ણ વર્માની છપાણી છે તેમાં દર્શાવેલા અભિપ્રાયો લેખકના પોતાના જ છે. તે લખાણ સાથે અમારે કાંઇ લેવાદેવા નથી. જેવી રીતે બીજાં ચર્ચાપત્રો તથા લેખોને સ્થાન આપીએ છીએ તેવીજ રીતે આ પ્રસ્તાવનાને સ્થાન આપેલ છે."

પોતાના પત્રમાં પ્રસ્તાવિક માટે બે અંકોમાં કોલમો રોકનાર અને જવાબદાર તંત્રી તરીકે કચ્છીઓને નીચ ગાળીપ્રદાન કરતા લેખને પોતાની સહાનુભૂતિ આપ્યા બાદ પોતાની જવાબદારીમાંથી ખસી જનાર હિતેચ્છુકારની આવી નીતિ માટે આપણે શું વિચારવું તેની તુલના વાંચનારે પોતે કરી લેવી. પણ હવે લોહાણા જ્ઞાતિ આવા બચાવને વેદવાક્ય સ્વીકારી લે એટલી બધી અજ્ઞાન નથી રહી એજ મોટું દુઃખ છે ને ?

જૂન ૧૯૨૩માં આ નિંદાજનક નિબંધ પ્રગટ થાય છે. અને તા. ૧૨મી જુલાઇ ૧૯૨૩ના 'લોહાણા હિતેચ્છુ'ના અંકમાં 'લોહાણાઓનું ઉત્પત્તિસ્થાન' શીર્ષક નીચેના અગ્રલેખમાં આ નિંદાજનક નિબંધમાંના ઐતિહાસિક તત્વના વખાણ કરતાં શ્રીયુત અધિપતિ લખે છે કે :

"અત્યાર સુધીમાં 'લોહાણા જ્ઞાતિની ઉત્પત્તિ અને ઇતિહાસ' એ નામની શ્રીયુત ઉધવજી તુલસીદાસ ઠક્કુરે લખેલી ચોપડીએ અગ્રસ્થાન ભોગવ્યું હતું, એ ચોપડીમાં આપણી જ્ઞાતિના સંબંધમાં મળી આવતી હકીકતોનો સંગ્રહ ઠીક કર્યો છે પરંતુ તેના કરતાં આ પુસ્તક આપણને વધારે આગળ લઈ જાય છે અને આપણી જ્ઞાતિ વિષે શોધખોળની નવીન દિશાઓ બતાવે છે એ નિર્વિવાદ છે."

'હિતેચ્છુ'ના અધિપતિના મગજમાં ભરેલો તાજુબીઓનો ખજાનો અહીં સાવ ખાલી કરી નાંખ્યો જ ને?! શ્રી. ઉદ્ધવજી રચિત ઇતિહાસ કરતાં પણ તેને આ સમગ્ર લોહાણા જ્ઞાતિને ભાંડનારો નિબંધ 'ક્યાંય આગળ લઇ જાય છે'! પક્ષાપક્ષીની પરંપરા તે આનું નામ!

વર્તમાનપત્ર એ પ્રજાજીવનના વિકાસનું અંગ છે. વર્તમાનપત્ર પ્રજાને કલ્યાણકારક છે પણ જો એમાં સચ્ચાઇને બદલે પક્ષપાત રહે તો તે નુકશાન કરે છે.

વર્તમાનપત્રનો ઉપયોગ એક પવિત્ર સાધન, શક્તિ અને સેવાકાર્ય તરીકે થવો જોઇએ. તેનું તંત્ર ન્યાય અને નીતિના ધોરણે ચલાવવું જોઇએ. હાથમાં પત્રનું સુકાન આવ્યું એટલે ફાવે તેની સામે ને ગમે તેવી રીતે તો તે ન જ ફેંકાય. કાગળ ને કલમ પર કાબુ મેળવ્યો હોય તેથી છબરડા તો નજ વળાય. એ વર્તમાનપત્રકારની જવાબદારીઓ અને ગંભીર ફરજો હિતેચ્છુના અધિપતિ જાણતા હોય એવું આજ દિન સુધીનાં તેમનાં લખાણોથી જણાઇ આવ્યું નથી.

જ્યારે આ ઇનામી નિબંધ બહાર પડે છે અને સમગ્ર લોહાણા જાતિમાં ખળભળાટ મચેલો જુએ છે ત્યારે શું જ્ઞાતિના જુદા જુદા આગેવાનોને મળી તેના અભિપ્રાયો જાણવાની તસ્દી લેવાની 'હિતેચ્છુકાર'ની ફરજ નહોતી?

વાદવિવાદના આ ગંભીર પ્રસંગે એક પત્રકારની ફરજ તેઓ સમજ્યા હોત તો જરૂર આ નિંદાજનક નિબંધના ગુણદોષ દર્શાવવાનો પ્રયાસ કર્યો હોત, પણ તેમ તેઓશ્રીએ ન કરતાં ઉલટું પ્રાસ્તાવિક તથા નિબંધને માનનીય, મનનીય અને માર્ગદર્શક જણાવી તેની ભારોભાર પ્રશંસા કરી છે. એ બતાવી આપે છે કે: 'હિતેચ્છુ'ના માલિકની આમાં પૂર્ણ સંમતિ છે; અર્થાત્ લોહાણાઓને માટે તેમાં જે જે હીણું લગાડનારા આક્ષેપો કર્યા છે તે બધા તેમને વાસ્તવિક લાગે છે. .

ભાઇ નારાયણ ઠક્કુરનો 'બાંવઠા એટલે રઘુવંશી' નામક આ નિંદાજનક ઇનામી નિબંધનો પ્રતિવાદ પ્રગટ થયા પછી 'હિતેચ્છુકારે' તા. ૧૯–૨૬ જુન અને ૩ જી જુલાઇ ૧૯૨૪ના 'હિતેચ્છુ'ના અંકોમાં પોતાનો, નિબંધલેખકનો અને સાથે કંઇક પ્રસ્તાવના લખનાર ઉપરના આક્ષેપોનો તદન લૂલો, ડુબતો માણસ તણખલાને પકડે તેવો બચાવ કરે છે અને પોતે પ્રાસ્તાવિક તથા નિબંધ લેખકો સાથે સહમત છે એમ સ્પષ્ટ રીતે દર્શાવતા હોય એમ જણાય છે.

ટીટોડો જેમ આકાશ સામા પગ રાખી આકાશનો તમામ ભાર પોતે ઝીલે છે એમ માને છે, તેના જેવું મિથ્યાભિમાન જો કોઇ રાખવા તૈયાર થાય અને સ્વાર્થસંધુ બૃહસ્પતિઓ પરસ્પરના વખાણ તથા બડાઇઓની લ્હાણી કરતા હોય તો તેવાઓની કિમ્મત હવે લોહાણા પ્રજામાં કાણી કોડીની પણ રહી નથી.

લોહાણા પ્રજાને ભાંડનારી, તેને વગોવવાની આ વર્ણિત ઘટનામાં 'હિતેચ્છુકારે' એક પત્રકાર તરિકેની પવિત્ર ફરજને વેગળી મૂકી, લોહાણાઓનું હિત કરવાને બદલે અહિત કર-

વાનો ભાગ ભજવ્યો છે એમ લોકો માને તો તેમાં જરા પણ નવાઇ નથી. પણ કચ્છી લોહાણા મહાજનથી બહિષ્કૃત થયેલા મરહુમ કચ્છી લોહાણા ઠા. કેશવજી દેવકરણની ર-ખાત ભાટિયાણી બાઇના બાળકોને રાજકોટ મહાજનને નામે લોહાણા ઠરાવવાની અર્ધોગતિએ પહોંચાડનારી અઘટિત ઘટનામાં આ 'હિતેચ્છુકાર' લાલજીભાઇએ કેવી લીલા ભજવી છે તે તો આપણે હવે પછી જોઇશું.

અમે તો એટલું કહીશું કે દર્દમાં ઘેરાયલા આજારીને ઔષધ અને હિતાવહ શિખામણ અળખામણાં લાગે છે. એના ફેફસામાં પેસી ગયેલ સડા ને ક્ષયને તે વિઘાતક સાધનોથી પોષ્યે જાય છે. આવીજ દશામાં આજે "લોહાણા હિતેચ્છુ" પસાર થાય છે. એમ હવે લોહાણાજનતા માને તો તેમાં આશ્ચર્ય જેવું શું છે ?

હવે આપણે આ નિંદાજનક ઇનામી નિબંધનો પ્રથમ પ્રતિવાદ ઝરીઆનિવાસી રા. જદુરાય દુર્લભજી ખંધડીઆએ લખ્યો અને શ્રી ઝરીઆ સમસ્ત લોહાણા મહાજનની આજ્ઞાથી તેના સેક્રેટરી, બિહાર અને ઓરીસા જીલ્લાના ઓનરરી મેજીસ્ટ્રેટ, ધોર ઝરીઆ કોલીયરીના ભાગીદાર શ્રીમાન શેઠ દેવજીભાઇ દયાળજી ઠક્કરે પ્રગટ કર્યો છે તેના તરફ નજર કરીએ.

## 'લોહાણા મૂળ રઘુવંશી છે, બાંવઢા નથી'

આ પ્રતિવાદનો ઉપોદ્ઘાત મુંબઇનિવાસી કચ્છી લોહાણા ગૃહસ્થ શ્રીયુત દેવજીભાઇ ત્રીકમદાસ કારીઆ બી. એ. એલ એલ. બી., હાઇકોર્ટ વકીલે લખ્યો છે, તે અવશ્ય વાં-ચવા લાયક છે: ભાઇ જદુરાયે અવલોકનને જન્મ આપનાર કારણો, મૂળ નિબંધનું કથન અને ત્રણ પ્રકરણોમાં અનુક્રમે સામાન્ય અવલોકન, 'બાંવઢા' અપમાન અવલોકન, ઇતિહાસ અવલોકનઃ પોતાને જે કંઇ સાધનો ઉપલબ્ધ થયાં તેનાથી યથાશક્ય પ્રયાસ કર્યો દિસી આવે છે. છેલ્લે ઉપસંહાર અને વિદ્વાનોના નિંદાજનક નિબંધ વિષેના અભિપ્રાયો આપ્યા છે.

લેખક ઝરીઆ જેવા દુર પ્રદેશમાં રહે છે. તેટલા આથેથી તેને જોઇએ તેવાં સાધનો ન મળી શકે એ સ્વાભાવિક છે, અને તેથી મુખ્ય ભાગે તો ભાઇ જદુરાયે; જે શ્રીયુત ઉદ્ધ-વજી તુલસીદાસકૃત 'લોહાણા જ્ઞાતિની ઉત્પત્તિ અને તેનો ઇતિહાસ' નામક પુસ્તકમાંથી નિંદાજનક ઇનામી નિબંધના લખનારે લોહાણા જાતિને હલકા દર્શાવવાના સમર્થનમાં વિદેશી લેખકોનાં ટાંચણોની વિશેષ કરીને નોંધ લીધી છે તેજ પુસ્તકના આધારે તેનું ખંડન કર્યું છે. સામસામા માત્ર મુદ્દાઓ મૂકી જુઠાણાની સરખામણી કરે એવી કંઇક ગુંચવાડા ભરી પણ વિચારપૂર્વકની સંકલના આ પ્રતિવાદની કરાયલી હોવાથી અને પુસ્તક મોટું થઇ જાય એ ભયથી મુદ્દાઓના સમર્થનમાં વિસ્તારપૂર્વક દલીલોની ગેરહાજરીથી સામાન્ય માણસને તેમાં રસ ન પડે : અગર તો તે જોઇએ તેવું ન સમજી શકે એવું જણાય છે. તો પણ એટલે દુર રહીને પણ તેણે ઉકળતા અંતઃકરણે જે મહેનત લીધી છે તેની કિમ્મત આપણે ઓછી તો નથીજ આંકી શકતા.

હવે એક બીજી વાત.

ભાઇ જદુરાયે આ પ્રતિવાદની પ્રસ્તાવનામાં પોતે અગાઉ કોન્ફરન્સ ફંડની બાબતમાં 'લોહાણા હિતેચ્છુ' માં સુચના કરી હશે તેનો પ્રત્યુત્તર કચ્છી લોહાણાબંધુ શ્રીયુત પ્રેમજી

પેરાજ રૂપારેલે 'કચ્છીમાં કુસંપ નથી' એવો આપ્યો હશે. તે બાબતને આગળ ધરી આ નિંદાજનક ઇનામી નિબંધ બહાર પડયા પછી 'કુસંપ' હોવાનો પુરાવો આપે છે. અને પછી આખી જ્ઞાતિને અપમાનની શિક્ષા કરનાર ઇનામી નિબંધ બહાર પડે છે ત્યારે રૂપારેલ, ધારસિંહભાઇ ને ૧૮ જણની કચ્છી કમિટી ક્યાં સંતાઇ ગઇ? 'શું તેઓ આ આરોપો ઓઢી લેવા માગે છે?' આમ લખી કચ્છી ભાઇઓને ચાનક ચડાવવા ઇચ્છે છેઃ પ્રતિવાદમાં ભાઇ જદુરાયે આ એક અપ્રાસંગિક તત્વને દાખલ કરવામાં કંઇક ભૂલ કરી છે એમ કહેવું જોઇએ. જે પ્રતિવાદને વ્યક્તિત્વ સાથે કશોય સંબંધ નથી ત્યાં પ્રેમજી પેરાજ રૂપારેલનું, 'કુસંપ નથી' એ કથન ખોટું હતું. એ બાબત આગળ ધરી વ્યક્તિનું નામ સંડોવવાની જરૂર નહોતી. લેખક ભાઇ જદુરાય નિંદાજનક નિબંધમાંના ગાલી પ્રદાનથી ચીડવાઇ ગયા હોય ને કચ્છીભાઇઓને શૂર ચડાવવા માંગવાનો તેનો ઇરાદો હોય તોય તે ઇરાદો બીજી રીતે પણ ઠીક રીતે જાહેર કરી શકાત. ભાઇ જદુરાયને અમારે અંગત પિછાન છે. તેના હૃદયની ભાવનાઓને અમે ઉકેલી શક્યા છીએ અને અમારાપરના એક પત્રમાં પણ તેઓશ્રી લખે છે કે: આમ લખવામાં મારો હેતુ કચ્છી લોહાણા બંધુઓ છાનામાના બેસી ન રહે પણ અપમાનિત નિબંધના તેવાજ જવાબ માટે જોરશોરથી સત્વર ઘટિત પ્રયાસો આદરે 'એવી ચાનક ચઢાવવાનો પવિત્ર હતો' અને અમે તે માન્ય કરીએ છીએ. તો પણ ભાઇ ઠક્કુર પોતાના પ્રતિવાદના આ ઉપોદ્‌ઘાતમાં સાફ જણાવે છે કે: ભાઇ જદુરાયે પોતાનો પ્રતિવાદ બહાર પાડયો તે પહેલાં તેમની વચ્ચે પત્રવ્યવહાર થયો હતો અને તેમાં ભાઇ ઠક્કુરે ભાઇ જદુરાયને જણાવી દીધું હતું કે તેમના તરફથી પ્રતિવાદ તૈયાર થાય છે તો પછી ભાઇ ખંધડીઆને કચ્છી લોહાણાભાઇઓને ચાનક ચડાવવા માટે દ્રાવિડી પ્રાણાયમ રૂપ ટીકા કરવાની કશી પણ અગત્ય નજ હતી, એમ કહ્યા વગર ચાલતું નથી (ના. વિ. પ્રતિવાદનો ઉપોદ્‌ઘાત પાના ૭ થી ૧૨). આવી નજીવી બાબતમાં ભાઇ નારાયણ ઠક્કુર કેમ આરોપ મૂકતા હશે તે સમજાતું નથી.

હવે ભાઇ નારાયણ ઠક્કુરકૃત 'બાંવઢા એટલે રઘુવંશી' નામક પ્રતિવાદને જોઇએ.

## 'બાંવઢા' એટલે 'રઘુવંશીઃ'

'આપણે લોહાણા 'રઘુવંશી' કે 'બાંવઢા' નામક નિંદાજનક ઇનામી નિબંધને ભાઇ નારાયણ ઠક્કુર 'બાકુતી નિબંધ' કહે છે અને તેના સમર્થનમાં ઇનામી નિબંધ લેખક ભાઇ હીરાલાલ ગણાત્રાએ, મોહીલે પારેખ નામે ચાલતી સોલિસીટરની ફર્મમાં જોડાયા પછી કચ્છી લોહાણા જ્ઞાતિના એક આગેવાન શ્રીમાન શેઠ ધર્મસિંહ ભવાનજી હરભમને 'બીઝનેસ કેનવાસ' કરવાના ઉદ્દેશથી એક કાગળ લખ્યો છે તેને પ્રમાણપત્ર* તરીકે રજુ કરે છે..

---

* 'રા. હીરાલાલ ગણાત્રાનું પ્રમાણપત્ર'

Mohile Parekh and Ganatra, તા. ૧૪–૨–૨૪
Solicitors
Anandrao G. Mohile 16, Hummam Street
Jethalal P. Parekh
Hiralal H. Ganatra Bombay તા. ૧૩–૨–૨૪

(અનુસંધાન માટે જુઓ પૃષ્ઠ ૭૭ની ફુટનોટ.)

આ પ્રતિવાદમાં ભાઇ નારાયણ ઠક્કુરે, ઇનામી નિબંધની પ્રસ્તાવના લખનારે જે જે કારણો શ્રીમાન શેઠ રાઘવજી ભાઇને કડવો અનુભવ મળ્યાનાં દર્શાવ્યાં છે તે એકેક કારણને લઇને મુંબઇના કચ્છી લોહાણા મહાજનનાં દફતરી રેકર્ડોનાં પ્રમાણો તથા લખેલા દલીલોથી પુરવાર કર્યું છે કે, શ્રીમાન શેઠ રાઘવજીભાઇએ માનેલાં કારણો નિર્મૂળ હતાં. અને તે તે કારણોના રદીઆ દક્ષતાપૂર્વક આપ્યા છે.

પ્રથમ ઇનામી નિબંધનો પ્રત્યુતર લખવાનો ઉદ્દેશ બતાવી, પ્રસ્તુત નિબંધની મર્યાદા, શેઠ રાઘવજીભાઇએ નિબંધ લખાવ્યો તેનું કારણ, શેઠ કેશવજીભાઇના દેહશુદ્ધિ પ્રાયશ્ચિતનું કારણ, દેશસેવાના કાર્યનો પ્રસંગ, મુંબઇના શ્રી કચ્છી લોહાણા જ્ઞાતિ માટે સમસ્ત મહાજન-શ્રીએ નક્કી કરેલા ધારાધોરણોનો ઇતિહાસ, હરિકીર્તનનો પ્રસંગ, પ્રમાણપત્ર, ઉપસંહાર (પ્રાસ્તાવિકના રહસ્ય પ્રકાશનો) પાના ૮૦ સુધી આપેલાં છે; તે એટલાં બધાં સચોટ છે કે તેનાથી વધુ હવે કંઇ લખવું રહ્યું જ નથી: ત્યારપછીથી ભાઇ ઠક્કુર પોતાના પ્રતિવાદમાં બાંવહા શબ્દ વિશેષણનો ઇતિહાસ અને વાસ્તવિક અર્થ બતાવે છે તે અર્થ સાથે નહિ પણ તેના ઉપયોગ કરવા સામે અમારો મતભેદ છે. 'બાંવઠા' શબ્દનો અર્થ અમોએ આ ઇતિહાસમાં પાના ૨૪–૨૫ ઉપર આપેલો છે. અને ભાઇ ઠક્કુર પણ કહે છે કે: બાંવહા

---

Telephone No. 24827.

મુ૦બ્બી શેઠ શ્રી ધરમસી લધાન હરભમ,

વન્દેમાતરમ્.

સવિનય આજે આપને આ પત્ર લખવાનું સાહસ કરૂં છું તે માટે ક્ષમા આપશો. આપ મને ઓળખો તો છોજ. હું થોડા વખતથી સોલીસીટરની પરીક્ષામાં પાસ થયો છું. અને ઉપલી પેઢીમાં (મોહિલે, પારેખ એન્ડે ગ્રુપ્ત્રા) ભાગીદાર તરીકે જોડાયો છું. હું આશા રાખું છું કે આપના એક જ્ઞાતિબંધુ તરીકે અમારા યોગ્ય કામકાજ હોય તે સોંપવા કૃપા કરશો. હું તે કામ બહુજ કાળજીપૂર્વક અને પ્રમાણિકપણે કરીશ.

આ સ્થળે એક વાતનો મારે ખુલાસો કરવો પડે છે. મેં સાંભળ્યું છે કે "લોહાણા રઘુવંશી કે બાંવઠા" એ નિબંધ લખવા માટે આપ અને બીજાઓ મારા ઉપર નારાજ છો, એ બાબતમાં ટુંકામાં હું એટલુંજ કહીશ કે, એ નિબંધ મેં માત્ર ઈનામને માટે જ લખેલો, તેમજ એ નિબંધ-માં તો કોઇને ય ખોટું લાગે એમ છે જ નહિ, એ આપ વાંચી જોશો એટલે માલૂમ પડશે. હા, પ્રસ્તાવના એવી છે ખરી, પરંતુ તેને માટે હું રતિભાર પણ જોખમદાર નથી કે તેમાં મારો બીલકુલ હાથ નહતો. હું આશા રાખીશ, કે આ સત્ય ખુલાસાથી આપને સંતોષ થશે અને છતાં જો કોઈ વિશેષ ખુલાસાની જરૂર રહેતી હોય તો હું રૂબરૂ આપને મળી જાઉં. આશા છે, આપ મોરગેજ વિગેરે કામ હોય તો તે આપી મને ઉપકૃત કરશો.

લી. આજ્ઞાંકિત

હીરાલાલ હરજીવન ગણાત્રા

(જુઓ ભાઇ ઠક્કુરકૃત 'બાંવઢા એટલે રઘુવંશી' નામક પ્રતિવાદ પાનું ૬૯)

શબ્દ ઉપર દર્શાવ્યા પ્રમાણે લોહાણા જાતિનાં પ્રચંડ પરાક્રમ, ઉચિત આત્માભિમાન, અપૂર્વ જાત્યાભિમાન, સંપૂર્ણ નિર્ભયત્વ, તથા અયોગ્ય અપમાનવિષયક અસહિષ્ણુતા, અને ઉદારતા આદિ સદ્‌ગુણોને જ દર્શાવનાર હોવાથી અને એ સદ્‌ગુણોની પોતાને રઘુવંશી માનનારા લોહાણાઓમાં અનિવાર્ય આવશ્યકતા હોવાથી એ શબ્દથી લોહાણા જાતિની બંધુ-ઘાતકતા નહિ કિન્તુ લોહાણા જાતિની રઘુવંશીતા જ નિર્વિવાદ સિદ્ધ થાય છે અને તેથી કોઇ પણ લોહાણા બંધુએ 'બાંવડા' ઉપનામથી પોતાને હીન માની લેવાનું કંઇ પ્રયોજન નથી જ. ( પૃષ્ઠ ૧૦૮ )

'બાંવડા' શબ્દની ઉચ્ચતા સિદ્ધ કરવાને માટે ભાઇ ઠક્કુરે બીજા પણ કેટલાક ઉચ્ચ કલ્પનાત્મક રંગો પૂર્યા છે. એ બધુંય બરાબર માની લઇએ તો પણ તે શબ્દ તો પ્રતિપક્ષી-ઓ–લોહાણા જાતિના તેજોદ્વેષીઓ આપણને કંઇક બીજામાં જ વાપરે છે. અને તેઓ-ઓને જવાબ દેવા પૂરતો જ આ અર્થ ઉપયોગનો છે. પણ 'રઘુવંશી એટલે જ બાંવડા' અને એ 'બાંવડા' ઉપનામ ન ધારણ કરવામાં ભૂલ કરી છે એવું અમને કે કોઇને માન્ય થતું નથી.

ભાઇ ઠક્કુર પણ કબુલ કરે છે કે, પારસીઓને કાગડા કહે છે ને કાગડો બહુ ચતુર હોય છે છતાં પારસી જેવી સુધરેલી કોમ પણ પોતાને કાગડો કહેવરાવવામાં ડહાપણ માન-તી નથી. એટલે એ બતાવી આપે છે કે આવાં ઉપનામો જાતિના તેજોદ્વેષીઓએ આપેલાં છે તે સ્વીકારી લઇ હાંસીપાત્ર બનવાને આજના યુગમાં કોઇ તૈયાર ન જ થાય: હા, તે તેજોદ્વેષીઓને તેના જેવો જ જડબાતોડ જવાબ આપવામાં આ અર્થો ઉપયોગના છે. ભાઇ નારાયણ ઠક્કુરકૃત પ્રતિવાદના અંતે પાને ૧૬૪ મે તેઓશ્રી જણાવે છે કે :—

"રા. ભાઇ લાલજી નાગજી ગણાત્રાએ પોતાના "લોહાણા હિતેચ્છુ" પત્રદ્વારા તેમજ કેટલીક અન્ય પ્રવૃતિઓદ્વારા કચ્છી લોહાણાઓને ધિક્કારપાત્ર રીતિથી હીણવાના અત્યાર સુધીમાં જે જે પ્રયત્નો કરેલા છે તે સર્વ પ્રયત્નોને આ પુસ્તકમાં જ પ્રકાશમાં લાવવાનો તથા તેમના સર્વ આક્ષેપોનાં સમર્પક ઉત્તરો આપવાનો; માત્ર એટલું જ નહિ પણ જે કેટલાક સુશિક્ષિત વિદ્વાન, બુદ્ધિશાળી તથા અનુભવી હાલાઇ લોહાણા અગ્રેસરોએ 'લોહાણા પરિષદો'ના પ્રસંગે પોતાનાં ભાષણોમાં ઉચ્ચારેલાં વચનોનો-પોતે જ ભંગ કરીને મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજન તેમ જ સમસ્ત કચ્છી લોહાણા જાતિનો જે તિરસ્કારપાત્ર અનાદર કરવા માંડયો છે અને ઐક્યસ્થાપનાની ભાવનાને સર્વથા તિલાંજલિ સમર્પી દીધી છે એ રહસ્યને પણ પ્રકાશિત કરી દેવાનો અમારો મનોભાવ હતો; પરંતુ તે વિભાગ ૧૫૦ પૃષ્ઠથી પણ મોટો થવાનો અને તેટલા વિભાગને છપાવતાં લગભગ દોઢ મહિના જેટલો સમય વીતી જવાનો સંભવ હોવાથી અને પ્રસ્તુત પુસ્તકને સત્વર પ્રકાશિત કરવાની આવશ્યકતા અનિવાર્ય હોવાથી અમારે તે વિભાગને પ્રકાશિત કરવાનું કાર્ય અનિચ્છાપુર્વક બે મહિનાને માટે મુલ્તવી રાખવું પડયું છે. પ્રસ્તુત પુસ્તકના પ્રકાશન પછી ઇશ્વરકૃપાથી જો કોઇ વિઘ્ન ઉપસ્થિત નહિ થાય તો તે પુસ્તક બે માસના કાલાવધિમાં બહાર પાડી દેવામાં આવશે અને તે પુસ્તકના વાંચનથી હાલાઇ લોહાણા ભાઇઓ કચ્છી લોહાણા બંધુઓ પ્રતિ કેવા પ્રકારનો પ્રેમભાવ ધરાવે છે એ ભેદ ભોળા તથા ભલા કચ્છી લોહાણા બંધુઓના જાણવામાં આવી જતાં તેમની ભ્રાન્તિનું

નિવારણ થઈ જશે એવો અમારો દૃઢ વિશ્વાસ છે; કિંબહુના એ દ્વિતીય પુસ્તકના વાંચનથી કચ્છી લોહાણા બંધુઓ લોહાણા પરિષદોમાં પોતાના હાલાઇ લોહાણા બંધુઓના હસ્તથી કેટલી સીમા પર્યન્ત ઠગાયા છે, મૂર્ખ બન્યા છે કચ્છી લોહાણાઓની સ્વાભાવિક સરળતા તથા ઉદારતાનો કેવો વિપરીત લાભ લેવામાં આવ્યો છે અને હજી પણ જો કચ્છી લોહાણા બંધુઓ વખતસર નહિ ચેતે, તો ભવિષ્યમાં તેમની કેટલી સીમા પર્યન્ત હાનિ થવાનો સંભવ છે એ રહસ્યનો પણ કચ્છી લોહાણા બંધુઓનાં નેત્રો સમક્ષ મધ્યાહ્ન સૂર્યપ્રકાશ સમાન પ્રકાશ થઈ જશે.”

ભાઇ નારાયણ ઠક્કુરના ઉપરોક્ત ઉદ્‌ગારોથી કેટલાક હાલાઇ ઘોઘારી લોહાણા ભાઇઓને અમે એવુ કહેતા સાંભળ્યા છે કે આજના સંગઠનયુગ કે જેમાં પરસ્પર સંપ અને એકતાની અનિવાર્ય આવશ્યકતા સૌને ખુલ્લી આંખે દેખાય. તેવા સમયમાં ભાઈ ઠક્કુરનું આ ભેદ પડાવવા જેવું લખાણ પ્રસંશા કરવા લાયક તો નથી જ.

કેટલાકો એવું પણ માને છે કે એક ભાટીઆણીબાઇના કચ્છી લોહાણા ઉપપતિથી ઉત્પન્ન કરેલા બાળકોને રાજકોટ મહાજને લોહાણા ઠરાવવાના કામમાં બે ત્રણ હાલાઇ લોહાણા અગ્રેસરોએ ભાગ લીધો તે કાર્યને સર્વ હાલાઇ લોહાણા વિભાગનું કાર્ય માની લેવામાં ભાઇ નારાયણ ઠક્કુરે ઉતાવળ કરી છે. આમ બે પાંચના અનુચિત કાર્યથી આખા સંઘને દોષિત માની લેવામાં અન્યાય થયો છે. ભાઇ નારાયણ ઠક્કુરનો પ્રતિવાદાત્મક નિબંધ સર્વ વિભાગોમાં પ્રિય ન થઇ પડવાનું કારણ પણ એજ છે.

ભાઇ ઠક્કુરના નિબંધ પરત્વે આવી કેટલીક જુદી જુદી માન્યતાઓ પ્રવર્તે છે: અમે પોતે પણ જો એક નાના ગામડામાં કે મુંબઇથી દુર પ્રદેશમાં રહેતા હોત અને આ બાબતમાં ઊંડુ અવલોકન કરવા ધૈર્યનું અવલંબન ન કર્યું હોત તો જરૂર ઉપર પ્રમાણેજ અમારો અભિપ્રાય બાંધત: પણ બારીક તપાસને અંતે અમને જણાયું છે કે માત્ર રાજકોટવાળી અનિચ્છનીય ઘટના જ નહિ પણ તે પછી પણ એકાદ બેવાર હાલાઇ, ઘોઘારીઓ તરફથી કચ્છી ભાઇઓની અકારણ છેડતી કરવાના, તેના દીલને દુભાવવાના પ્રસંગો ઉપસ્થિત થયા છે: અને તેથી ભાઇ નારાયણ ઠક્કુરે પોતાના નિબંધને અંતે જે કંઇ ઉદ્‌ગારો કાઢ્યા છે તે એમના બળતા હૃદયની જ્વાળાઓ જ બહાર કાઢી છે અને એક લેખક પાસે આ સિવાય બીજી કયી સત્તા હોઇ શકે ? અમે તો એટલું જ સાચા જીગરથી ઇચ્છીએ છીએ કે હાલાઇ તથા ઘોઘારી તથા ગુજરાતી લોહાણા ભાઇઓ ભાઇ નારાયણ ઠક્કુરની ઉપરોક્ત માન્યતા માત્ર કલ્પના જ ઠરે તે રીતે પોતાના ઉપરના આરોપ દુર કરવા સક્રિય કાર્ય કરવા પ્રયત્નશીલ થઇ જાય !

હવે આ નિંદાજનક કનામી નિબંધ ને તેના પ્રતિવાદોની સમાલોચનાનું પ્રથમ ઘટનારૂપ પ્રકરણ પૂરૂં કરી તા. ૧૪ મી સપ્ટેમ્બર ૧૯૨૩ના રાજકોટના મહાજનમાં બનેલા બનાવની આથીયે વધુ દુઃખદ ઘટનાપર વિચાર કરીએ.

## બીજી અઘટિત ઘટના:

તા. ૧૪ મી સપ્ટેમ્બર સને ૧૯૨૩ ના રોજ રાજકોટના હાલાઇ લોહાણા મહાજનને નામે મુંબઇના કચ્છી લોહાણા મહાજન સમસ્તના તાર કે કાગળને ન ગણકારી કચ્છી લોહાણા મહાજનથી બહિષ્કૃત થયેલા કચ્છી લોહાણા ઠક્કર કેશવજી દેવકરણની રખાત ભાટિયાણી બાઇ કુંવરબાઇથી ઉત્પન્ન થયેલ 'જારજ' બાળકોને લોહાણા ઠરાવી, સમગ્ર હાલાઇ લોહાણાઓની હલકાઇ કરાવવા જેવું કૃત્ય થયું છે. તે સંબંધમાં ઊંડા ઉતરીએ તે પહેલાં કચ્છી લોહાણા ઠા. કેશવજી દેવકરણની નીતિ રીતિ ઉપર પ્રકાશ પડે અને તેનો તથા આ ભાટિયાણી બાઇનો યોગ કેમ થયો, તે બાબત સમસ્ત લોહાણા જ્ઞાતિના સર્વ વિભાગોના ભાઇઓના જાણવામાં આવી જાય તે માટે મરહૂમ કચ્છી લોહાણા ઠા. કેશવજી દેવકરણ ઉપર સને ૧૯૦૫ ની સાલમાં કોઇ હીરજી વીરચંદ નામના ભાટિયાએ પોતાની પરણેલી સ્ત્રીને નસાડી લઇ જવાનો આરોપ મૂકીને મુંબઇની પોલિસ કોર્ટમાં ફરિયાદી માંડેલી તે ફરિયાદનામું તથા તે મુકર્દમાનો ફેંસલો મુંબઇના પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ સ્વર્ગવાસી કરસનદાસ છબીલદાસે આપેલો તે અહીં આપવો ઉપયોગી થઇ પડશે.

'સાંજવર્તમાન' મંગળવાર તા. ૧૫ મી ઓગસ્ટ ૧૯૦૫ના અંકમાં ફરિયાદનામાની હકીકત નીચે મુજબ પ્રગટ થઇ છે.

### 'એક ભાટીયા ભરથારની ફરિયાદ'

### પરણેલી સ્ત્રીને નસાડી જવાનો એક લુવાણા સામે આરોપ

" હીરજી વીરચંદ નામના ભાટીયાએ પોતાની પરણેલી સ્ત્રીને નસાડી જવાનો આરોપ કેશવજી દેવકરણ નામના એક લુવાણા સામે મૂકયો હતો. તેને લગતી તપાસ આજે મેદાનની પોલિસ કોર્ટમાં ત્રીજા માજીસ્ટ્રેટ મી. કરસનદાસ છબીલદાસ સન્મુખ નીકળી હતી. ફરિયાદી તરફથી મી. ચુનીલાલ હરીલાલ સેતલવડ બેરીસ્ટર, મેસર્સ માધવજી અને કામદાર સોલીસીટરોની ફરમાસથી હાજર થયા હતા અને આરોપી તરફથી મી. દસ્તુર વકીલ હાજર થયા હતા.

ફરીયાદીએ પોતાના ફરિયાદનામામાં જણાવ્યું હતું કે હુ મેદીખાને કોટમા રહું છુ. ઇ૦ સ૦ ૧૮૮૭માં વૈશાખ મહિનામાં ઉમરશી ગોવિંદજીની છોકરી કુંવરબાઇ સાથે મારાં લગ્ન થયાં હતાં. અને ચાલુ સાલના બે મહિના સુધી અમે ધણી ધણીઆણી તરીકે સાથે રહેતાં હતાં. ગઇ તા. ૮મીએ મહિનાને આશરે આરોપી મારી સ્ત્રીને નસાડી ગયો છે. અને તે જાણે છે કે કુંવરબાઇ મારી સ્ત્રી થાય છે.

તા. ૮મી મેથી હું કુવરબાઇ કયાં છે તે વિષે તપાસ ચલાવુ છુ પણ તેનો પત્તો મળ્યો નથી. કુંવરબાઇ ગયા પછી મારા ઘરમાંથી આરોપીએ કુંવરબાઇ ઉપર લખેલા કેટલાક કાગળો મળ્યા છે, અને એવી ખબર મળી છે કે આરોપીએ સુરત જીલ્લાના પારડી તાલુકામાં વાપી ગામમાં કુંવરબાઇને સતાડી છે તેથી હુ આરોપી સામે મારી પરણેલી સ્ત્રીને નસાડી જવાના આરોપ મૂકું છુ."

આ કેસ સન ૧૯૦૫ માં ઓગસ્ટ માસથી તે ડીસેમ્બર સુધી ચાલેલો ને તેનો અપાયલો ચુકાદો મુંબઇ સમાચાર તા. ૧૭મી જાન્યુઆરી ૧૯૦૬માં પ્રગટ થયો છે તે નીચે મુજબ :

# ( મેજીસ્ટ્રેટ સાહેબનો ચુકાદો )

## એક લુહાણા સામેના એક ભાટિયા સ્રીને કાઢી લઈ જવાના આરોપવાળા મુકર્દમાનો ચુકાદો.

## ફરિયાદીની આબરૂ વિષે મેજીસ્ટ્રેટે ઉચ્ચારેલો અભિપ્રાય

### બેઉ તરફના સાક્ષીઓની જુબાની સામે ટીકા.

કેશવજી દેવકરણ નામના એક લુવાણા સામે હીરજી વીરચંદ નામના ભાટિયાએ પોતાની પરણેલી સ્રી કુંવરબાઇને કાઢી લઇ જવાનો આરોપ મેલ્યો હતો તેને લગતા મુકર્દમાનો ચુકાદો ગઇ કાલે મેદાનની પોલિસ કોર્ટમાં મેજીસ્ટ્રેટ મી. કરસનદાસ છબીલદાસે આપ્યો હતો. ફરિયાદી તરફથી મી. કામદાર સોલીસીટર અને તહોમતદાર તરફથી મી. વેલીન્કર ને મી. હોરમજીયાર, ફીરોજ દસ્તુર વકીલો હાજર થયા હતા.

મેજીસ્ટ્રેટે પોતાનો ચુકાદો બપોરના અઢી વાગે વાંચવાનું શરૂ કીધું: જે એક કલાકે પૂરૂં કીધું હતું.

<u>તહોમતદાર સામેનો આરોપ:</u> મેજીસ્ટ્રેટે ચુકાદો આપતાં જણાવ્યું કે આરોપી કેશવજી દેવકરણ ઉપર હિંદી પીનલકોડની ૪૯૮મી કલમમાં જણાવેલો આરોપ મેલવામાં આવ્યો છે. એ આરોપ એવી મતલબનો છે કે તા. ૮મી મે ૧૯૦૫ને દીને યા તે આશરે આરોપી, કુંવરબાઇ નામની એક પરણેલી સ્રીને ફુસલાવીને નસાડી લઈ ગયો હતો; કે જે સ્રી ફરિયાદી હીરજી વીરચંદની બાયડી થતી હતી, કે જે સ્રીને આરોપીએ મજકુર હીરજી વીરચંદની બાયડી તરીકે જાણી હતી. અથવા તેમ જાણવાનું તેને કારણ હતું. કે જે સ્રીને તેણી કેશવજી દેવકરણ સાથે આડો વ્યવહાર રાખે એવી નેમથી મજકુર હીરજી વીરચંદને ત્યાંથી નસાડી લઇ જવામાં આવી હતી. આરોપી એ વાંકનો ઇનકાર કરે છે. તા. ૫મી સપ્ટેમ્બર ૧૯૦૫ને દીને આરોપીએ આ કોર્ટ સન્મુખ ખુલાસો કર્યો હતો. જેમાં તે જણાવે છે કે તે તા. ૮મી મેને દિને પોતાનું બીછાનું છોડી ન શકે એટલો બિમાર હતો અને તે કુંવરબાઇને ફુસલાવી લઈ ગયો હતો નહિ.

<u>દમણમાં કુંવરબાઈની હાજરી:</u> કુંવરબાઇનો દમણમાં તહોમતદાર સાથે મેળાપ થયો હતો. તે વિષે દમણના સાક્ષીઓએ જેજુબાની આપી છે તે વિષે આરોપી કહે છે કે તે દમણ ખાતે પોતાના માંદા પડેલા નોકર વસનજીને જોવા ગયો હતો અને ત્યાં કુંવરબાઇ તેને અકસ્માતથી મળી ગઇ હતી. કુંવરબાઇ સાથે એકજ ગાડીમાં દમણથી વાપીરોડ સ્ટેશન સુધી હાંકી જવાના બનાવ વિષે તે કહે છે કે તે માત્ર સભ્યતાને ખાતર કુંવરબાઇને હાંકી લઇ ગયો હતો. તેનો ખુલાસો વાંચી જોતાં તે એવો ખ્યાલ આપે છે કે દમણ ખાતેની કુંવરબાઈ સાથેની તેની મુલાકાત અણધારેલી થઈ ગઇ હતી. અને તે કુંવરબાઇને પોતાના નોકર વસનજીના એક પરોણા તરિકેજ ભેટયો હતો. અને તેઓ વચ્ચે કંઇ આડો વ્યવહાર હતો નહિ.

<u>આરોપીની બિમારી:</u> આરોપીએ તા. ૮મી મેની પોતાની બિમારી પુરવાર કરવા માટે પુષ્કળ જુબાની રજુ કરી છે. તે જુબાની બે તબીબો, ડૉકટર દાંડેકરની તથા ડૉ ખાન અબ્દલાની, એક ધારાના હિમાયતી લખમશી હીરજી મઇસરીની, એક તબીબી વિદ્યાર્થી તથા દસ બીજા સાક્ષીઓને આબરૂદાર વેપારીઓ જણાવવામાં આવ્યા છે. આરોપીએ તા. ૮મી મેની પોતાની બીમારી પુરવાર કરવા માટે બોલાવેલા એ ૧૪ સાક્ષીઓ ઉપરાંત તેણે બીજા સાત સાક્ષીઓ એવું દેખાડવાને બોલાવ્યા છે કે કુંવરબાઇ તા. ૮ મી મેને દીને ગુમ થઇ ગઇ તેની અગાઉ ચાર વરસ થયા આરોપી તેણીના ભરથારની સંમતિથી તેણી

જોડે વ્યભિચાર કરતો હતો. એ સાત સાક્ષીઓ ઉપરાંત તેણે દસ્તાવેજી જુબાની રજુ કરી છે, જે દસ્તાવેજો ફરિયાદીની બાયડીએ આરોપી ઉપર લખેલા પત્રો છે. તા. ૮મી મે ૧૯૦૫ને દિને ફરિયાદીની બાયડી ગુમ થઈ ગઇ તે અગાઉ આરોપી ફરિયાદીની સંમતિથી તેની બાયડી જોડે આડો વ્યવહાર રાખતો હતો, એવી દલીલના ટેકામાં તેણે એ પત્રો રજુ કર્યા છે. આરોપી કુંવરબાઈને ફુસલાવી લઇ ગયેલ હતો એવું પૂરવાર કરવા માટે ફરિયાદ પક્ષે ચાર સાક્ષીઓ છોટાજી, મથુરાદાસ, તુલસીદાસ, ભીમભાઇ અને કુંવરબાઇના ભાઇ સુંદરદાસને રજુ કર્યા હતા. એ ઉપરાંત તેઓએ દમણના ૯ સાક્ષીઓ એવું પૂરવાર કરવા માટે રજુ કર્યા છે કે આરોપીના નોકરે દમણ ખાતે તા. ૨૧મી જૂનને દિને એક ઘર ભાડે રાખ્યું હતું ને આરોપી તથા કુંવરબાઇ દમણ ખાતે સાથે રહેલાં હતાં; કે તેઓ જાણે ધણી-ધણીયાણી હોય અથવા તો તેઓ આડી મિત્રાચારીમાં રહેલાં હોય. ફરિયાદપક્ષે એક બીજા સાક્ષી નામે રૂપસીંગ મથુરાદાસની જુબાની એવું પુરવાર કરવા રજુ કરી છે કે આરોપી ૧૯૦૫ના એપ્રીલ માસમાં કુંવરબાઇ સાથે આડો વહેવાર રાખતો હતો અને તેના ટેકામાં તેઓએ ત્રણ પત્રો રજુ કર્યા છે. એકઝીબીટ "એ" કુંવરબાઇના હાથ દસ્કતમાં છે. જ્યારે એકઝીબીટ "બી" ને બી ૧ આરોપીએ કુંવરબાઈ ઉપર લખેલા પત્રો છે. અને જે કુંવરબાઈ ગુમ થવા પછી એક અઠવાડિયે તેણીના કબાટ-માંથી ફરિયાદીને મળ્યા હતા. એ સઘળી જુબાની મુકર્દમામાં નોંધાઇ છે.

<u>કુંવરબાઇનાં લગ્ન ને ફરિયાદીની મંજુરીયાત:</u> ચુકાદામાં ફરિયાદ પક્ષ તથા આરોપી તરફથી મુકર્દમો જે રીતે ચલાવવામાં આવ્યો હતો તે ઉપર ટીકા કરતા જણાવ્યું હતું કે: બન્ને બાજુએ સાક્ષીઓની ઉલટપાલટ તપાસ બીનજરૂર લંબાવી હતી અને ફરિયાદપક્ષે તબીબ સાક્ષીઓને જે સવાલો પૂછ્યા હતા તે કોર્ટમાં પૂછવા કરતાં યુનિવર્સિટીની પરિક્ષામાં પૂછવાને વધુ લાયક હતા. મુકર્દમાના મુદ્દાઓ ઉપર બોલતાં મેજીસ્ટ્રેટે જણાવ્યું હતું કે: કુંવરબાઈનાં લગ્ન ૧૮ વર્ષ ઉપર ફરિયાદી સાથ વિધિપૂર્વક થયાં હતાં અને તેથી કુંવરબાઈ તેની હકદાર બાયડી હતી એવું હું ઠરાવું છું. આરોપી જાણતો હતો કે કુંવરબાઇ ફરિયાદીની બાયડી હતી. ફરિયાદીએ પોતાની બાયડી સાથ અણઘટતો વ્યવહાર રાખવાની આરોપીને પરવાનગી આપી હતી એવી બચાવ તરફથી રજુ કરવામાં આવેલી દલીલ ઉપરથી કાયદા સંબંધી સાહાદતો રજુ કરી ઠરાવ્યું કે ફરિયાદીએ એવી જે પરવાનગી કે મંજુરિયાત આપી હોય તે તેણે તા. ૨૭મી એપ્રીલે પાછી ખેંચી લીધી હતી. ફરિયાદી જાણતો હતો કે તેની બાયડી આરોપી સાથ અણઘટતો વ્યવહાર રાખતી હતી અને તેનો અટકાવ કરવાના કશાપણ પગલાં તેણે ભર્યાં હતાં નહિ. એટલુંજ નહિ પણ તેવો વ્યવ-હાર ચાલુ રહે એવું તેણે ઇચ્છયું હતું. અને તે આરોપી પાસેથી નાણાં લઈ પોતાની બાયડીની આવક ખાતો હતો. કુંવરબાઈએ આરોપી પાસેથી જુદી જુદી વેળા નાણાં મંગાવતી વેળા લખેલા કાગળોના ફકરા વાંચી મેજીસ્ટ્રેટે તે કાગળો ઉપર ટીકા કરતાં જણાવ્યું હતું કે એ કાગળોમાં જે નામોશી ભરેલી હકીકતો આવેલી છે તે કરતાં વધુ હીનસ્પતિ ભરેલું શું હોઇ શકે? એ સઘળા કાગળો નામોશીના સ્થંભ સમાન છે અને તે ઉપરથી ખુલ્લું જણાય છે કે ફરિયાદી એક દલાલ હતો અને પોતાની બાયડીની આવક ઉપર ગુજરાન કરતો હતો, તે કાગળો એવા છે કે કોઈપણ ધણી તે માટે શરમાય અને એવો ધણી કોર્ટની દીલસોજીને પાત્ર થઇ શકે નહિ. પોતાની બાયડીની કમાણી ખાનાર એક ધણી તરફ કોઈપણ કોર્ટ કશીપણ દીલસોજી દેખાડે નહિ કે જેણે સઘળું સ્વમાન અને લાજ ગુમાવી દીધાં છે.

<u>નક્કી કરવાના મુદ્દાઓ:</u> મારી સન્મુખ રજુ થયેલી જુબાની ઉપરથી ચાર મુદ્દાઓ નક્કી કરવાના છે

૧ કુંવરબાઈ ફરિયાદી હીરજી વીરચંદની બાયડી છે કે?

૨ આરોપી તેણીને તા. ૮મી મેને દિને નસાડી લઈ ગયો હતો કે?

૩ તે ફરિયાદી હીરજી વીરચંદની બાયડી થાય છે એમ તે જાણતો હતો કે? અથવા તેમને જાણવાનું કંઈ કારણ હતું?

૪ તેણી જોડે આડો વ્યવહાર રાખવાની નેમથી આરોપી તેણીને નસાડી લઇ ગયો હતો કે?

પહેલા અને ત્રીજા મુદ્દાઓ સાથે બચાવ પક્ષના ધારાના હિમાયતીઓએ કાંઇ વાંધો લીધો જ નથી. બે મુદ્દાઓ સંબંધમાં મારી સન્મુખ રજુ થયેલી જુબાની એટલી બધી સંપૂર્ણ છે કે તે સ વાંધો લેવાની કાંઈપણ કોશેશ કરવી તે વખતની ફેક્ટની બરબાદી કરવા સમાન થઈ પડતે.

જ્યારે ત્રીજા મુદ્દા સામે વાંધો લેવામાં આવતે તો ફરિયાદીની સંમતિને લગતા આરોપીના બચાવને અનુસરતો થઈ પડતે નહિ. ફરિયાદી, તેનો ભાઇ દામોદર, સુંદરદાસ ઉમરશી તથા હંસરાજ મુરારની જુબાની ઉપરથી પહેલો મુદ્દો હું હકારમાં ઠરાવું છું. ને પૂરવાર થયેલું ઠરાવું છું કે કુંવરબાઇ આશરે ૧૮ વર્ષની વાત ઉપર ફરિયાદી જોડે કાયદાપૂર્વક રીતે પરણી હતી.

ત્રીજા મુદ્દાની બાબતમાં બચાવપક્ષના ધારાના હિમાયતીઓએ કાંઈ વાંધો લીધો નથી અથવા તો એવી દલીલ રજુ કરી નથી કે કુંવરબાઈ વાદી હીરજી વીરચંદની કાયદાપૂર્વક મહોરદાર છે એમ આરોપી જાણતો ન હતો. મારી સન્મુખ રજુ થયેલી જુબાની ત્રીજા. મુદ્દાના સંબંધમાં કુંવરબાઇ ફરિયાદી હીરજી વીરચંદની બાયડી થાય છે તે આરોપી જાણતો હતો એમ પૂરવાર કરવા માટે જોઈએ તે કરતાં વધુ છે. જે પત્રવ્યવહાર આરોપીએ રજુ કર્યો તે, તેમજ પુનશી હીરજી, રાજારતન, અને મુલચંદની જુબાની ખુલ્લું પુરવાર કરે છે કે કુંવરબાઇ ગુમ થઇ તેની પાંચ વર્ષ અગાઉનો આ આરોપી જાણતો હતો કે તે ફરિયાદીની બાયડી થતી હતી અને તેથી હું ત્રીજો મુદ્દો પણ હકારમાં ઠરાવું છું. જે બે મુદ્દા વિચાર કરવા માટે બાકી રહ્યા છે તે બીજો અને ચોથો મુદ્દો છે.

<u>તહોમતદાર કુંવરબાઇને કાઢી ગયો નથી:</u> જુબાની ઉપરથી કોર્ટ એવા સાર ઉપર આવી હતી કે તા. ૮મી મેએ આરોપી કુંવરબાઇને કાઢી ગયો હતો નહિ. સાક્ષીઓની જુબાની ઉપર ટીકા કરતાં મેજીસ્ટ્રેટે જણાવ્યું કે જેડીજી એક લોફર છે. અને તેની જુબાની તદન નકામી છે, ફરિયાદીની આવક તથા ખરચ ઉપર ટીકા કરતાં મેજીસ્ટ્રેટે જણાવ્યું કે તે જે નોકરોને રાખતો હતો અને તેઓને પગાર આપતો હતો તે તરફ અને તેની આવક તરફ જોતાં તો તે હવા ઉપર જીવતો હોવો જોઇએ કે કોઇ નહિ કહી શકાય એવા સાધનથી નાણા મેળવતો હોવો જોઇએ.

<u>ધારાના હિમાયતીઓની દલીલો:</u> બચાવપક્ષના ધારાના હિમાયતીઓએ એવી દલીલ રજૂ કરી છે કે તે ધારાના ઘડનારની નેમ પાર પાડવા માટે ૪૯૭ અને ૪૯૮મી કલમો સાથે વાંચવી. વધુ તકરાર એ રજૂ કરવામાં આવી છે કે ૪૯૮મી કલમ મુજબ ભરથાર તરફની સંમતિની ગેરહાજરી હોવી જોઇએ. એ દલીલ બહાલ રાખી શકાય એવા કાંઇ પૂરાવા રજૂ કરવામાં આવ્યા નથી. એક પરણેલી સ્ત્રીને નસાડી લઇ જવાનો આરોપ ખસુસ કરીને એ સ્ત્રીના ભરથારની વિરૂદ્ધ કરવામાં આવે છે. અને ભરથારની સંમતિ ન હોય ત્યારે એ આરોપ હસ્તી ભોગવી શકે એમ ૪૯૮મી કલમના સંબંધમાં ખુલ્લું માલુમ પડે છે. ધારાના હિમાયતીઓએ ખુલ્લી તકરાર લીધી છે કે ૪૯૮મી કલમ મુજબ એક સ્ત્રીને નસાડી લઇ જવામાં આવે તે કોઈ આસામી સાથ વ્યભિચાર કરવાના ઈરાદાથી જ હોવું જોઇએ. વધુ એ દલીલ રજૂ કરવામાં આવી છે કે ૪૯૭મી કલમ મુજબ ભરથારની સંમતિ સાથના વ્યભિચાર સામે કાયદામાં વાંધો લીધેલો ન હોવાથી ૪૯૮મી કલમની રૂએ કાંઇ આરોપ ઘડી શકાય નહિ. એ તકરાર ઘણી બાહોશી ભરી છે. પણ સાથે યાદ રાખવાનું છે કે ભરથારની સંમતિ સાથના વ્યભિચારને ૪૯૭મી કલમમાં કાંઈ વ્યાજબી ઠરાવેલું નથી, તેમાં ભરથારની સંમતિ સાથના વ્યભિચારને શિક્ષાને પાત્ર ઠરાવ્યો નથી પણ એવી સંમતિ સાથના વ્યભિચારને કાયદાપૂર્વક ઠરાવ્યો હોય એમ પણ નથી. તેમાં માત્ર એટલુંજ જણાવ્યું છે કે એક ગુન્હા માટે શિક્ષા ત્યારેજ થઇ શકે કે જ્યારે વ્યભિચાર માટે ભરથારની સંમતિની ગેરહાજરી પૂરવાર કરવામાં આવે; તેટલા માટે બચાવપક્ષના ધારાના હિમાયતીઓએ જે કાંઇ કાયદાની એ કલમ વાંચવા સુચવ્યું છે તે રીતે હું તે વાંચી શકતો નથી. મારી સન્મુખ રજુ થયેલી જુબાનીમાં એવું પૂરવાર કરનારું કાંઈ પણ નથી કે આરોપી તા. ૮મી મેને દિને અથવા બીજા કોઇપણ દિવસે ફરિયાદીની સ્ત્રીને લઇ જાય તે કામને ફરિયાદીએ પોતાની સંમતિ આપી હોય. સંમતિ તો જે કામ થવાનું હોય તેને નારાજ હોય: હાલના દાખલામાં તો જુબાની ખુલ્લે ખુલ્લું પૂરવાર કરે છે

કે ફરિયાદીએ તા૰ ૨૭મી એપ્રીલ પછી ચાલુ વ્યભિચારને પોતાની સંમતિ આપી હતી નહિ. એ તા. ૨૭મી એપ્રીલે ગાડીવાળી ખટપટનો બનાવ બન્યો હતો કે જેના પરિણામમાં આરોપીના ગાડીવાળાએ કુંવરબાઇના ભાઇઓ સાથે વડા પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટની કોર્ટમાંથી સમન્સ કઢાવ્યા હતા. તે ઉપરાંત સંમતિ તો ચોકસ કામ થવું હોય ત્યારેજ અપાય. આથી આપેલી સંમતિ પણ તે કામ થવા અગાઉ પાછી ખેંચી લઈ શકાય તેવી રીતે પાછી ખેંચી લીધેલી સંમતિ અમુક કામ થતી વખતે હસ્તી ભોગવતી કહેવાય નહિ. અને તે કામને તકસીરથી નીરાળું કરી શકે નહિ.

હાલના દાખલામાં મારી સન્મુખ રજુ થયેલી જુબાની સ્હેજ પણ શક વગરતી નથી કે કુંવરબાઇના આરોપી સાથેના આડા વ્યવહાર માટે ફરિયાદીએ ગમે એવી સંમતિ આપી હોય તો પણ તે તા. ૨૭મી એપ્રીલ પછી પાછી ખેંચી લેવામાં આવી હતી, કે જે પ્રસંગે આરોપીના ગાડીવાળાએ ગેરકાયદેસરના અટકાવવાની ફરિયાદ કુંવરબાઈના ભાઇઓ સામે વડા પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટની કોર્ટમાં કરી હતી.

<u>આરોપીની બીમારી—ડોકટરોની જુબાની સામે ટીકા:</u> સાક્ષી ભીમા વિષે મેજીસ્ટ્રેટે અભિપ્રાય દર્શાવ્યો હતો કે તે સાક્ષી ઉભો કીધેલો છે. તા. ૮મી મેએ આરોપી માંદો હતો એવો જે બચાવ આરોપી તરફથી રજૂ કરવામાં આવ્યો હતો તે વિષેના બચાવપક્ષના સાક્ષીઓની જુબાની ઉપર ટીકા કરતાં મેજીસ્ટ્રેટે જણાવ્યું હતું કે: હું એમ માની લેતો નથી કે આરોપી જેવા શખ્સને બચાવવા બે ડોકટર, એક વકીલ, એક તબીબી વિદ્યાર્થી અને દશ બીજા શખ્સોએ કાવતરૂં રચ્યું છે પણ તેમાં એક પણ સાક્ષી એવો નથી કે જે સ્વતંત્ર સાક્ષી ગણી શકાય.

ડોકટર દાંડેકરની જુબાની વિષે બોલતાં મેજીસ્ટ્રેટે જણાવ્યું કે: હું એ જુબાની ઉપર કશો ભરોસો મૂકી શકતો નથી કારણકે તે જુબાની હું ઘણીજ અસંતોષકારક લેખું છું. જો તેની જુબાની હું સ્વીકારૂં તો મારે ડૉ. દાંડેકરને આ સદીના એક અદ્દભુત શક્તિ ધરાવનાર તરીકે ગણવા જોઇએ. એ લાયકીવાળા તબીબ દરરોજ ૧૦૦ દરદીની દવા કરે છે. અને કોઇપણ દર્દી ૨ વર્ષ ઉપર કેવી હાલતમાં હતો તે તુરત કહી શકે છે. એવી અદ્દભુત શક્તિ ધરાવતા હોય તો તેમને બેશક આ જમાનાની નવાઇ ગણવી જોઇએ. એમની જુબાની ઉપર ભરોસો રાખવો એ ઘણું જોખમ ભરેલું છે અને તેથી એ જુબાની ઉપર મારે કશું પણ ધ્યાન આપવાનું નથી. ડૉ ખ્વાજા અબ્દુલાની જુબાની વિષે ટીકા કરતાં મેજીસ્ટ્રેટ બોલ્યા કે: એ સાક્ષી એવા છે કે જેમની જુબાની ખરી માની શકાય. સાક્ષી તરીકે એ ડોકટર તદ્દન બીન ભરોસાદાર છે પણ તેમનાં બીલો જે રજુ કરવામાં આવ્યાં છે તે ખરાં છે. મી. લખમશી હીરજી મેસરીની જુબાની તા. ૮મી મેએ આરોપી માંદો હતો તે જ બાબતમાં માની શકાય તેમ છે.

<u>ફરિયાદીની વર્તણુક સામે ટીકા:</u> જે પત્રો અત્રે રજુ કરવામાં આવ્યા હતા તે એવું દેખાડે છે કે ફરિયાદી એવો આસામી નથી કે જેની તરફ કોઇપણ કોર્ટ દીલસોજી દેખાડે. બીજા સાક્ષીઓની જુબાની પણ ઘણીજ નામોશી ઉપજાવનારી છે. કારણકે તે ખુલ્લું દેખાડે છે કે કુંવરબાઈના વ્યભિચારની કમાઇનો લાભ તેણીની માતા પણ લેતી હતી. એવો એક ભરથાર આ કોર્ટની દીલસોજી માગે છે અને પોતાની બાયડીને નસાડી લઈ જવા માટે આરોપીને શિક્ષા કરાવવા માગે છે. હું કાંઈપણ આશંકા વગર કહું છું કે પોતાની બાયડીના વ્યભિચારની કમાઈ ખાનાર એવા ભરથાર તરફ કોઇપણ કોર્ટ દીલસોજી દેખાડી શકે નહિ. હવે એટલોજ સવાલ બાકી રહ્યો છે કે આરોપી કુંવરબાઇને તા. ૮મી મેને દિને ફોસલાવી લઈ ગયો હતો કે? એ (નં. ૨ વાળા) મુદ્દાનો જવાબ જો હકારમાં મળે તો ૪થા મુદ્દાના એટલે કે વ્યભિચાર કરવાના ઇરાદાથી કુંવરબાઇને લઈ જવામાં આવી હતી કે નહિ? તે મુદ્દાના ચુકાદા માટે કંઈ વિચાર કરવાની જરૂર રહેજ નહિ. ઉપલી દસ્તાવેજી જુબાની તેમજ ઇમ-લાના સાક્ષીઓની જુબાની નસાડી લઈ જવાની નેમ ખુલ્લી દેખાડે છે. એ નેમ સામે કાંઈ વાંધો લેવામાં આવ્યો નથી. તેટલા માટેજ એ એકજ સવાલ ઉપર કોર્ટને ગંભીર લક્ષ આપવાનું છે. તે એ છે કે તા. ૮મી મેને દિને આરોપી ફરિયાદીની સ્ત્રીને નસાડી લઇ ગયો હતો કે નહિ?

કુંવરબાઇને કાઢી લઈ જવામાં આવી નથી: સઘળી જુબાની ઉપર તેમજ મુકર્દમાના સંજોગો ઉપર પુરતું લક્ષ લીધા પછી હું એ બીજા મુદ્દામાંનો ચુકાદો નકારમાં યાને આરોપીની તરફેણમાં આપું છું.

કુંવરબાઇ ગુમ થવા પછી આરોપીની સાથે દમણ ખાતે એક મહિનો અને પાંચ દહાડા પછી માલુમ પડી હતી તે બીના તેણીને નસાડી લઈ જવાના આરોપને ટેકો આપતી હોય એમ નથી. એ મુદ્દત એટલી બધી લાંબી છે કે તે ઉપરથી આરોપી સામે કાંઈ અનુમાન કાઢવું આ કોર્ટ માટે વ્યાજબી થઇ પડે નહિ. એ સઘળા કારણને લીધે હું બીજા મુદ્દાનો ચુકાદો નકારમાં આપું છું.

ઉભા કરવામાં આવેલા સાક્ષીઓ: તહોમતદાર તરફના સાક્ષીઓની જુબાની ચોકસ કારણોસર બીન-સંતોષકારક છે. તેના કોઈપણ સાક્ષીને હું સ્વતંત્ર કહી શકતો નથી ને કોર્ટના મનપર અસર થાય તેવી જુબાની તેઓએ આપી નથી. કેટલાક સાક્ષીઓ તો એ મુકર્દમા માટે ખાસ ઉભા કીધેલા જણાયા છે. પરીણામ એ આવે છે કે આ મુકર્દમાનો ચુકાદો જો માત્ર બચાવપક્ષની જુબાનીના આધારેજ આપવાનો હોયતો એ સંતોષકારક જુબાની માનવાને હું ના પાડું છું. પણ નં. ૧૭ વાળો પૂરાવા પત્રક એક એવી જુબાની છે કે જે ડોકટર મ્વાબની આરોપીની સારવારને લગતી જુબાનીનો ભાગ ખરા તરીકે માનવાને મને કારણ આપે છે. ઉપર જણાવેલું બીલ જો ન હતે તો આ સાક્ષીની જૂબાની માનવાને પણ હું સાફ ના પાડતે. મારી સન્મુખ પુરતી રીતે પુરવાર કરવામાં આવ્યું છે કે તેનાણ એક એવા સાક્ષી છે કે જેવણની જુબાની ઘણી નાની રકમે ખરીદી શકાય એમ છે. ઈબરાહીમ ભાણજી નામના શખ્સને ખોટી સર્ટીફીકેટ આપવા માટે તેવણ અજાયબ જેવી હીંમત ધરાવતા હોવા જોઇએ. એ ઈબરાહીમ ભાણજી એ ડોકટરનો નિયમીત દરદી હતો નહિ અને તે છતાં ઉપર ટપકેની તપાસ પછી તેવણે તેને તા. ૧૧મી સપ્ટેમ્બરે સખ્ત સંધીવાથી પીડાતો હોવાની સર્ટીફીકેટ આપીને એક પખવાડીયાની આસાએશની જરૂર જણાવી હતી પણ એજ ઇબરાહીમ તા. ૧૫મી સપ્ટેમ્બરે કોર્ટમાં એજ ડોકટરની સામે રજુ થયો હતો.

છેવટની ટીકા: છેવટે મેજીસ્ટ્રેટે ટીકા કીધી હતી કે: આરોપી તા. ૮મી મેએ કુંવરબાઇને કહાડી ગયો હતો નહિ, અને તેથી હું તેને છોડી મૂકું છું; પણ પૂરાવાની ગેરહાજરીને લીધે જ. અને નાખુશીથી હું તેને છોડું છું. જુબાની ઉપરથી મારી ખાત્રી થાય છે કે કુંવરબાઇ હજી તેના જ રક્ષણ હેઠળ છે. અને તેણે તેણીને છુપાવી રાખી છે. ખરાબ દરદની તેના (આરોપીના) નાક ઉપર અસર છે તો પણ તેમની દરકાર કરતો નથી. એ અફસોસકારક છે, કે તે કાયદાની ચુંગાલમાંથી છટકી જાય છે અને મને તેવું કહેવામાં સહેજ પણ આંચકો આવતી નથી કે જો આક્ષેપ તેની સામે સાબીત થતે તો આરોપીને હું દંડ ભરી છટકી જવા દેત નહિ."

---

વાંચનાર! મેજીસ્ટ્રેટનો આ ચુકાદો લક્ષપૂર્વક વાંચે, એ વિનતિ છે: હવે આ કેસમાં તોહમતદાર ડા. કેશવજી દેવકરણના વકીલ મી. વેલીન્કર બચાવપક્ષના વકીલ તરીકે હીરજી વીરચંદની ઓરત કુંવરબાઇ સંબંધમાં કોર્ટ સમક્ષ કેવા શબ્દો ઉચ્ચારે છે તે જુઓ:

"કુંવરબાઇ જેવી એક ઓરત, જે ઘણા નજીસ જેવા કાગળો લખે; જેણી પોતાના ભરથાર માટે રૂપિયા મંગાવે, એક હલકી જીંદગી ગુજારનાર તેવી એક ઓરતને કહાડી લઇ જવામાં આવી હતી એવું કહેવું કોઇપણ રીતે કબુલ રાખી શકાય નહિ! હું કહું છું કે તેણી પોતાની મરજીથી ગઇ હતી."

આ કેસનો ચુકાદો આવી ગયા પછી મુંબઇનું 'સાંજવર્તમાન' પત્ર તા. ૧૮મી જાનેવારી ૧૯૦૬ના અંકમાં '**ભાટિયા સંસારમાં સડો–નાતના કહેવાતા આગેવાનોની ફરજ**' એ મથાળા નીચે અગ્રલેખ લખતાં કુંવરબાઇના સંબંધમાં જણાવે છે કે:

"પેલી કુંવરબાઈ પણ કોઇ જબરી બેશરમ ઓરત જણાય છે કે જેણીએ ગરીબાઇમાં પોતાના ધણીની ટુંક આવક ઉપર સંતોષ નહિ પકડતાં હરામ મોજશોખને આધીન થઈ આજે કોમમાં એક લાંછનરૂપ થઇ પડી છે."

વાંચનાર આ ઉપરથી વિચાર કરવાનો છે કે ભાટિયા કોમ કે જેમાં કન્યાની અતિ અછતના- પરિણામે કેટલાક પુરૂષોને જીંદગી પર્યંત વાંઢા રહેવું પડતું હતું તે કોમના એક

ગરીબ ભાટિયાની પરણેતર ઓરતને, તેની ગરીબીનો લાભ લઇ પોતાના ચળકતા સિક્કાના જોરે વ્યભિચાર કરવો: અને એ ઘૃણિત કામથી સંતોષ ન પકડતાં તે ગરીબનું ઘર ભંગાવવાનો નિંદ્ય પ્રયાસ કરવો તે કામ કેટલું અનીતિમાન અને હૃદયને કંપાવનારૂ છે ? પણ ડા. કેશવજી દેવકરણ અત્યારે આ દુનિયામાં નથી એટલે તેમના સંબંધમાં અમે જરાય ક્રૂર ટીકા કરવા માગતા નથી: પણ ભાટિયા હીરજી વીરચંદની પરણેતર સ્ત્રી બાઇ કુંવરબાઇની નીતિ રીતિનો ખ્યાલ તો મેજીસ્ટ્રેટનો ચુકાદો તથા વર્તમાનપત્રોની ટીકાથી સર્વને આવી ગયો હશે:

હવે રાજકોટના મહાજને જે વ્યભિચારોત્પન્ન બાળકોને લોહાણા ઠરાવવાનું અઘટિત કૃત્ય કર્યું તે કુંવરબાઇ, જો આ ભાટિયા હીરજી વીરચંદની પરણેતર સ્ત્રી હોય, અને તેણીને ઉઠાવી જવાની ફરિયાદી તેના પરણેતર ધણીએ મજકુર ડા. કેશવજી દેવકરણ ઉપર કરેલી તેજ હોય તો આ કેસનો ચુકાદો, અને બીજાં અવતરણોથી એ વાત નિર્વિવાદ સિદ્ધ થઇ જાય છે કે સદરહુ બાઇ કુંવર બાઇ ભાટિયાણી તે ડા. કેશવજી દેવકરણની પરણેતર કે પુનર્લગ્ન કરેલી પત્ની નહિ પણ એક રખાત સ્ત્રી છે. અને એવી રખાતના પેટના બાળકોને લોહાણાઓમાં ભેળવી કોઇ પણ જાત્યાભિમાની લોહાણોભાઇ પોતાની જાતિના પવિત્ર લોહીમાં બિગાડો થવા દેવાનું ઇચ્છે જ નહિ અમારા સાંભળવા પ્રમાણે સદરહુ ભાટિયાણીબાઇના જીવનની કારકીર્દીથી ખુદ રાજકોટમાંય કેટલાક ખટપટી વ્હેવાણો જેવા કારસ્તાનીઓએ લોહાણાઓને અંધારામાં રાખ્યા છે; અને જો આવી ઘૃણિત બાબતો એક લોહાણો બચ્ચો જાણે તો જે લોહાણાઓ પોતાની દીકરીઓના સંબંધ કરતી વખતે પરણેતર ઓરતની સંતતિને પ્રથમ પસંદગી આપે ને પુનર્લગ્નની ઓરતની સંતતિને બીજે નંબરે ગણે તેજ લોહાણાઓના વંશધરો દેખીપાખીને પોતાની દીકરીઓ વ્યભિચારોત્પન્ન પ્રજાને આપી પોતાની જાતિના કુળ ગૌરવ ને પ્રતિષ્ઠાને કલંકિત કરવાનું સ્વપ્ને પણ ન ઇચ્છે એ તો સાવ સમજાય તેવી વાત છે. તો પછી રાજકોટની લોહાણાની આખી ન્યાત જો આટલી બધી હકીકતો જાણતી હોત તો તેને લોહાણા ઠરાવવાનું નામોશી ભરેલું, કુસંપ અને અરસપરસમાં અસંતોષનો અગ્ની સળગાવવાનું પગલું તો ભરે જ કેમ ?

પણ એ બાબત ઉપરે વિચાર કરવાનું પાછળ રાખી, અહીં હવે ડા. કેશવજી દેવકરણની આ કેસમાં આપેલા ચુકાદા પછીની જીંદગી જોઇએ.

એવું કહેવાય છે કે આ ભાટિયાણી બાઇને ત્યારપછીથી કેટલોક સમય છાની રીતે બહારગામ રાખેલી; ને પછી તેને કેશવજી દેવકરણે મામલો શાંત થયા પછી સાથે રાખેલી. કેશવજી દેવકરણની પરણેતર સ્ત્રી હયાત હતી. જ્યારે આ ભાટિયાણી બાઇને સાથે રાખી ત્યારે કેશવજી દેવકરણની માતુશ્રીને પોતાના દીકરા કેશવજીનું આ પગલું બીલકુલ અનુચિત લાગવાથી, અને આવો ભ્રષ્ટાચાર તે વૃદ્ધ માતાથી સહન ન થવાથી તે માતાજી પોતાના દીકરા કેશવજીથી જુદી રહી હતી.

સમય જતાં ડા. કેશવજી દેવકરણને આ રખાત ભાટિયાણી બાઇથી થએલ એક બાળક મરી જવાથી પોતાના દીકરાના દેહાન્ત થયાની ખબર ન્યાતના ચાનાઇ મારફતે જ્ઞાતિ ભાઇઓને આપી અને સ્મશાને ગયા પછી ખબર પડી કે આ મરણ પામેલો છોકરો તેની રખાત ભાટિયાણીનો છે તેથી ન્યાતમાં ચકચાર થઇ ને કેશવજી દેવકરણે કરેલા છળ માટે તેની પાસે મહાજન તરફથી જવાબ માગવામાં આવ્યો. આથી કેશવજી દેવકરણે પોતાની થએલી ભૂલ માટે ન્યાતની માફી માગી; પરંતુ ભવિષ્યમાં મહાજનના કહેવા પ્રમાણે કબુલાત

ન આપવાથી સન ૧૯૧૩માં તેમની સાથેનો અત્રેના શ્રી કચ્છી લોહાણા મહાજને વ્યવહાર બંધ કરવાનો ઠરાવ કર્યો; સદરહુ ઠરાવ મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજનના દફતરમાં જે પ્રમાણે છે તેની નકલ નીચે મુજબ છે:—

ઠરાવ: તા. ૨૭મી-એપ્રીલ સન ૧૯૧૩ ને રોજ શેઠ કરમશી દામજીના પ્રમુખપણા હેઠળ જ્ઞાતિની સભા શ્રી દરીઆસ્થાનમાં એકત્ર થયેલ, જે વખતે થયેલ કામકાજની હકીકત:

ઠા. કેશવજી દેવકરણ રહેવાશી કચ્છ ભદ્રેસરવાળો તથા હાલે મુંબઇવાળાની બાબતમાં એવો ઠરાવ કરવામાં આવે છે કે ગઈ વખતે મજકુર કેશવજીએ એવી કબુલાત આપી હતી કે આવતી મિટીંગમાં હાજર થઇને મારી રખાયત ભાટિયાણી તથા તેને પેટ મારાથી ઉત્પન્ન થએલા સંતાનોને હું મારા કુટુંબના સાથે આવવા દઇશ નહિ. તે બદલ તથા લોહાણા જ્ઞાતિમાં લોહાણા તરીકેના કાંઈપણ હક મજકુર રખાયત ભાટિયાણીને ભોગવવા દઇશ નહિ. તેની કબુલાત આપીશ; પણ મજકુર કેશવજીએ આજની સભામાં હાજર થઇને ઉપલી કબુલાત આપવા ના પાડી અને ફક્ત એટલું કબુલ કર્યું કે આજદન સુધી મજકુર ભાટીઆણી તથા તેને પેટે થએલાં સંતાનોને આપણી જ્ઞાતિ (લોહાણા) તરીકેના હકો ભોગવવા મેં મારી ભૂલચૂકથી દીધા છે તે બદલ માફી માગું છું. પણ હવે પછીની કોઈપણ કબુલાત હું આપી શકતો નથી. એ ઉપરથી એવો ઠરાવ કરવામાં આવે છે કે એ બાબતમાં મજકુર કેશવજીને લગભગ બે ત્રણ સભાઓ થઈ તક આપવામાં આવી છે, છતાં પણ એઓ પોતાની હઠ મૂકતા નથી તેથી એમની સાથે જ્ઞાતિવહેવાર બંધ કરવામાં આવે છે.

ઉપર મુજબનો ઠરાવ આજરોજે ભેગા મળેલ મહાજને એકત્ર થઇને કરવામાં આવેલો છે.

(સહી) કરમશી દામજી

મુંબઇના કચ્છી લોહાણા મહાજને ઉપરનો ઠરાવ કરી મજકુર ઠા. કેશવજી દેવકરણ સાથેનો વ્યવહાર બંધ કર્યો ત્યાર પછી તેની પરણેતર સ્ત્રી એકાદ બે વર્ષને અંતરે મરી ગઇ હતી એમ કહેવાય છે. અને ઠા. કેશવજી દેવકરણ તેમનો દેહાન્ત થતાં સુધી પંક્તિબહાર રહ્યો હતો.

ઠા. કેશવજી દેવકરણના દેહાન્ત પછી આ ભાટિયાણી બાઇએ પોતાના સંતાનોનો લોહાણામાં સાંસારિક સંબંધ કરવા માટે પ્રયાસો કરેલા હશે, પણ મુંબઇના કચ્છી ભાઇઓમાં નહિ ફાવવાથી તે બાઇએ કાઠિયાવાડ તરફ નજર દોડાવી અને રાજકોટમાં દુકાન નાખવાનો બીજા હેતુઓ સાથે આ હેતુ પણ હોય એમ લોકો માને છે.

રાજકોટમાં વ્યાપાર ખોલ્યા પછી ત્યાંની જ્ઞાતિની પરિસ્થિતિનું અવલોકન કરી કેટલાક બોલકણા તથા ખટપટી વ્યક્તિઓથી પરિચિત થવામાં તેમને મુશ્કેલી વધુ ન પડે એ સ્વાભાવિક છે અને પોતાના એ પ્રયાસમાં ચળકતા સિક્કાના જોરે એ બાઇ ફાવી અને ધોરાજીના મૂળ વતની (પણ હાલ ઘણું કરીને રાજકોટમાં વસતા હોવા જોઇએ) લોહાણા ઠા. વસનજી લીલાધર જેરામની પુત્રી બાઇ સુરજ વેરે પોતાના દીકરા મેઘજીનું સગપણ કરવામાં આવ્યું અને તેની ટુંક હકીકત રાજકોટમાં પ્રસિદ્ધ થતા "લોહાણા હિતેચ્છુ" પત્રના તા. ૫મી જુલાઇ-૧૯૨૩ના અંકમાં સ્થાનિક ખબરો નીચે, નીચે મુજબ છપાઇ છે:

"સગપણ: તા. ૩૦-૬-૨૩ના રોજ ધોરાજીના રહીશ ઠા. વસનજી લીલાધર જેરામની પુત્રી બાઇ સુરજનું સગપણ શ્રી અંજાર મધ્યે કેશવજી દેવકરણ ચોથાણીના દીકરા મેઘજીવેરે કરવામાં આવ્યું છે. જ્ઞાતિનો દાદ થાનાઇ જેરામ હસ્તક કાનજી ભગતવાળા તડ માટે વસુલ થયેલ છે ને નીચે મુજબ જાહેર સખાવત કરી છે:

| | |
|---|---|
| રૂા. ૨૫૧ મહાજનની વાડીમાં | રૂા. ૨૫ અનાથાશ્રમ |
| ૫૧ બોર્ડીંગમાં | ૧૦૧ બાળાશ્રમ |

૨૦૧ પાંજરાપોળ
૫૧ નદીને કાંઠે જગ્યામાં

૫૧ ગાંગાભગતની જગ્યામાં
૨૫ સેવાસમાજ

૬૫૬

તે ઉપરાંત બીજી સખાવત થોડીક કરી છે, ને આ સગપણ બાબતમાં દલાલ ઠા. ખટાઉ હરીભાઇએ ખાસ મહેનત લીધી છે, તેમજ જ્ઞાતિના કેટલાક સંભાવીત ગૃહસ્થો પણ હાજર હતા."
(લો. હિતેચ્છુ તા. ૫-૭-૧૯૨૩.)

આ સગપણની ખબર જ્યારે મુંબઇમાં કચ્છી લોહાણા ભાઇઓના વાંચવામાં આવી ત્યારે જ્ઞાતિમાં વ્યભિચારોત્પન્ન પ્રજાને લોહાણાની દીકરીઓ આપવાનો અનર્થ અટકાવવા મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજને તાર તથા વિસ્તૃત પત્ર આ સંતાનોની ખરી સ્થિતિથી વાકેફ કરવા રાજકોટ લોહાણા મહાજનના પ્રમુખ શ્રીયુત ગોવરધનદાસ લાધાભાઇ ઉપર લખ્યો; તે કાગળની નકલ નીચે મુજબ :—

## ક. લો. મહાજને લખેલા પત્રની નકલ.

"શ્રી દરિયારસ્થાન, મુંબઇ.
બી. જે. વી. ૧૦ રવેઉ સ. ૧૯૭૯.
તા. ૮-૭-૨૩.

"શ્રીયુત રા. રા. ગોવર્ધનદાસ લાધાભાઇ તે શ્રી રાજકોટના લોહાણા મહાજનના મમુખશ્રી જોગ
શ્રી રાજકોટ.

વિશેષ લખવાનું કે તા. ૫મી જુલાઈ સન ૧૯૨૩ના 'લોહાણા હિતેચ્છુ'ના અંકમાં વાંચવામાં આવ્યું છે કે તા. ૩૦-૬-૨૩ના રોજ ધોરાજીના રહીશ ઠા. વસનજી લીલાધર જેરામની પુત્રી બાઇ સુરજનું સગપણ શ્રી અંજાર મધ્યે કેશવજી દેવકરણ ચોથાણીના દીકરા મેઘજી વેરે કરવામાં આવ્યું છે. જે ઉપરથી અત્રેના મહાજનશ્રીજીએ આજરોજે એવો ઠરાવ કર્યો છે કે ઠા. કેશવજી દેવકરણ ચોથાણીનો કહેવાતો છોકરો મેઘજી તેની રખાયત સ્ત્રીનો છોકરો હોવાથી તથા એ છોકરાનો તથા તેની માનો આપણા મહાજનથી કોઇ જાતનો સંબંધ ન હતો ને નથી તથા એ મરનાર કેશવજી દેવકરણને પણ એ કારણેજ જ્ઞાતિથી બહાર રાખવામાં આવેલ હતો તેથી આ સગપણપરથી લગ્ન ન થાય તે માટે બનતા યત્ન કરવા માટે આ બાબતની આપશ્રીજીને આ પત્રથી તથા તારદ્વારા ખબર કરી જાહેર કરી દેવાનું ઠરતાં તે અમો મહાજનશ્રીજીના ફરમાનથી આપને લખી જણાવીએ છીએ તે જાણશો તથા તે મુજબ આપશ્રીને આવતી કાલે તાર પણ કરી દેવામાં આવશે.

આશા છે, આ બાબતમાં આપ આપનો દરેક લાગવગ વાપરી આપણી જ્ઞાતિમાં થતો અનર્થ તુરતજ દુર કરશો. કારણ કે આવી રીતે રાખેલી રાંડોનાં છોકરાઓને આપણા જ્ઞાતિ ભાઇઓ પોતાની દીકરીઓ આપવા લેવાનું શરૂ કરશે તો આપણી જ્ઞાતિની દશા કેવી થઈ જશે તે આપ સ્હેજે સમજી શકો તેમ છો. મરનાર ઠક્કર કેશવજી દેવકરણની રખાયતનો અત્રેની જ્ઞાતિમાં પગ-પેસારો ન થઇ શકવાથી તમારા તરફ અજાણ્યા પ્રદેશમાં આવી પોતાને લોહાણી તરીકે ગણાવી કેટલાક અધમ સહાયકોની મદદથી આપણી જ્ઞાતિને ભારે ભૂલાવામાં નાંખી આપણી જ્ઞાતિને મહાન ધક્કો પહોંચાડી રહી છે જે માટે આપશ્રી બનતું દરેક કરી આવો જાલીમ કૃત્ય થતો અટકાવી દેશો એવી આશા છે. એજ અરજ

લી. મહાજનશ્રીજીના હુકમથી
ઠા. શિવદાસ ચાંપસિંહ તે
શ્રી ક. લો. મા. ના જોડીઆ માનદ મંત્રી ના પ્રણામ."

## રાજકોટ સમસ્ત જ્ઞાતિ મહાજન.

રાજકોટમાં આશરે ૧૫૦૦ થી વધુ ઘરની લોહાણા ભાઇઓની વસતી છે: તેમાં પાંચ તડો છે: ૧ કોઠારીઆના નાકાનુ તડ: ૨ ગોવા નાગજીનું તડ: ૩ કાનજી ભગતનું તડ: અને બીજાં બે: આ પાંચ તડોમાં કહેવાય છે કે: ૧–૨ તડ મોટાં છે. એમનાં ઠામ વાસણો જુદાં સ્વતંત્ર છે અને દરેક તડો પોતપોતાનો વહીવટ ચલાવે છે. આ પાંચ તડોનું એકત્ર મહાજન કરવા શ્રીયુત કોટક સાહેબે પોતાના વખતમાં ધારાધોરણો ઘડીને પસાર કરાવ્યાં. શ્રીયુત કોટક સાહેબ રાજકોટમાં રહ્યા ત્યાં સુધી તો ઠીક ઠીક ચાલ્યું; પણ પછીથી મતભેદોના પરિણામે આ મહાજન નિદ્રાવશ થયું ને કલહ કંકાસ વધી પડયો: તે સંબંધમાં 'લોહાણા હિતેચ્છુ' માં અવારનવાર ચર્ચાપત્રો છપાયલાં, તે ઉપરથી જાણી શકાય છે. હજી સગપણ–લગ્ન આદિ શુભાશુભ પ્રસંગના દાદ દરેક તડવાળા પોતે જુદા જુદા પોતાના તડ માટે વસુલ કરે છે. અને દરેક તડનો વહીવટ આગળની માફકજ ચાલે છે: પાંચ તડમાં કુસંપ અને મતભેદ ચાલ્યા કરે છે. અને કેટલીકવાર તો 'પ્રમુખ કહે હું પ્રમુખ નથી ને સેક્રેટરી કહે હું સેક્રેટરી નથી' તેવી ફરિયાદ પણ ભાઇ ઓધવજી રવજી આયાએ ખુલ્લી રીતે કરી હતી. કોઠારીયાના નાકા તથા ગોવા નાગજીના તડવાળા શેઠીઆઓએ તો એક વખત શ્રીયુત કોટક સાહેબ પાસે ખુલ્લું જણાવ્યું હતું કે: 'હાલની નિમાયલી કમિટી ન્યાયથી કામ કરતી નથી માટે અમે ઠામ વાસણ સોંપશું નહિં:'

આવા પાંચ તડોના એકત્ર મહાજનના નામે એક અતિ મતભેદનો, જ્ઞાતિમાં કલહ–કંકાસ ને અસંતોષના બીજ રોપનારો નિર્ણય કરવામાં આવે તે પાંચ તડોના ૧૫૦૦ થી વધુ ઘરના બધા લોહાણાભાઇઓની મંજુરીથી થયેલો છે એવું માની શકાય કે નહિ તે એક પ્રશ્ન છે.

હવે આ પ્રશ્નને વિચારવાનું જ્ઞાતિભાઇઓને સોંપી આપણે તા. ૧૯મી જુલાઇ ૧૯૨૩ના 'લોહાણા હિતેચ્છુ'ના અંકમાં આ ઘટના સંબંધે જે હેવાલ પ્રગટ થયો છે તે તરફ નજર કરીએ.

## 'રાજકોટનું સમસ્ત મહાજન'

### તેમાં પસાર થયેલા ઠરાવો

### મહાજનમાં અપુર્વ ઉત્સાહ



ગત તા. ૭–૭–૨૩ના રોજ મુંબઈવાળા કેસવજી દેવકરણના પુત્ર મી. મેઘજીનું સગપણ ધોરાજીવાળા વીસનજીની પુત્રી સાથે થયું હતું. જે વખતે જ્ઞાતીના આગેવાન ગૃહસ્થો લારી લેવા હાજર થયા હતા. સગપણ થયા પછી બીજે દીવસે મી. મેઘજીની માતુશ્રી ભાટીયાણી છે અને મુંબઈના કચ્છી મહાજનની પંક્તીબહાર છે તેવું જાહેર થતાં અત્રેના સેક્રેટરીએ સમસ્ત મહાજન એકઠું કર્યું અને શા. ગોરધનદાસ કરમસીના પ્રમુખપણા નીચે જાહેર ચર્ચા થતાં ઉપરનું સગપણ રદ ઠરાવ્યું અને મહાજનનો દાદ પાછો મોકલ્યો. સદરહુ બાબતમાં દલાલ ખટાઉએ અગ્રેસર ભાગ લીધેલ હોવાથી તેનો રૂ. ૫૧ દંડ કર્યો. અમારે આ વખતે જાહેર કરવું પડશે કે બાઇ ભાટીયાણી છે તે વાત સગાઇ થયા પહેલાં ઘણા જાણતા હતા.

ત્યાર બાદ ગયા રવીવાર તા. ૧૫-૭-૧૯૨૩ના રોજ મહાજનવાડીમાંજ રા. ગોરધનદાસ લાધાભાઈના પ્રમુખપણા નીચે સમસ્ત મહાજન કેટલીક આવેલ અરજીનો નિકાલ કરવા ભેગું થયું હતું.

ઉપરોક્ત પ્રસંગે સદરહુ મેઘજી કેસવજીને જ્ઞાતિમાં અત્રેનું મહાજન લેવાના છે એવી અફવાથી લોકોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. શરૂઆતમાં ધોરણસર હાજર રહેલા કમીટીના મેંબરોનાં નામો લખાયા બાદ પ્રમુખ સાહેબે આવેલ અરજી પૈકી હીરા ગોકળની અરજી વાંચી સંભળાવી હતી. સામો પક્ષકાર ખબર આપ્યા છતાં હાજર નહીં હોવાથી તેમજ સદરહુ પક્ષકારે પોતાને ખબર આપ્યા તે વખતે સહી કરવી વખતે ઉદ્ધત જવાબ સરક્યુલરમાં લખી મોકલ્યો હતો છતાં મહાજને તેના ઉપર દયા લાવી હીરા ગોકળની અરજીનો જવાબ આપવા એક અઠવાડીયાની મુદત આપી.

ત્યાર બાદ બીજા કેસની અરજી વાંચી સંભળાવી હતી અને ઠા. પ્રેમજી રામજીને પોતાના દીકરાની વહુને મહાજને ઠરાવ કરેલ મુજબ ખોરાકીના રૂા. ૬ કેમ નથી આપતો તે બાબત ખુલાસો માંગ્યો હતો. તેની ચોકસ દલીલો સાંભળી છેવટે સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું કે ઠા. પ્રેમજી રામજીએ ચડેલ ખોરાકી ૧૬ માસની રૂા. ૯૬ પંદર દીવસની અંદર આપી દેવા; નહીંતર મહાજન તેની સખત નોટીસ લેશે. ત્યાર બાદ અગાઉ ઠા. રામજી દામજીનો રૂા. ૨૦૦ દંડ થયેલ તે હજી સુધી વસુલ નહીં આવતાં તેના ભાઇ કેશવજી કે જેણે સદરહુ દંડ થયેલ પ્રોસીડીંગમાં સહી આપેલ તેની પાસે જવાબ માગ્યો. તેની દલીલ સાભળ્યા બાદ વધુમતે ઠરાવ્યું કે ઠા. સામજીનો દંડ ઠા. કેશવજીએ પંદર દીવસની અંદર ભરી દેવો. ત્યારબાદ ઠા. દેવજી મેઘજી કે જેનો દંડ રૂા. ૧૦૦ અગાઉ કરેલ હતો તે હજુ સુધી તેણે ભરેલ નથી તે વાત હાથ ધરવામાં આવી. ઠા. દેવજી મેઘજી સીક હોવાથી હાજર થયેલ ન હતો. ઉપરની બાબતમાં પણ વધુ મતે ઠરાવવામાં આવ્યું કે ઠા. દેવજીએ પણ સદરહુ દંડ ૧૫ દીવસની અંદર આપી દેવો. નહીંતર મહાજન સખત વિચાર કરશે.

ઠા. મેઘજી કેશવજીની અરજી આવેલ નહીં હોવાથી અને તે બાબતમાં કાંઇ કામકાજ નહીં થવાથી સમસ્ત મહાજન જુદી જુદી ચર્ચાઓ કરી વીખરાયું હતું.

તા. ૧૭-૭-૨૩ના રોજ ઠા. મેઘજી કેસવજીની અરજી આવતાં સમસ્ત મહાજન રા. ગોરધનદાસ લાધાભાઈના પ્રમુખપણા નીચે રાતના એકત્ર થયું હતું. સદરહુ અરજી ઠા. મેઘજીને પાવન કરવાની વાંચી સંભળાવ્યા બાદ લાંબી ચર્ચા થયા બાદ એમ ઠરાવ કર્યો કે અત્રેના મહાજનને ઠા. મેઘજીને જ્ઞાતિમાં લીધા પહેલાં મુંબઈના કચ્છી મહાજને ઠા. મેઘજીને જ્ઞાતિમાં લેવા બાબત ભલામણ પત્ર લખવો. જે ઉપરથી પ્રમુખ સાહેબ તથા આ પત્રની તંત્રી લાલજી નાગજીએ પત્ર લખવો તેવો ઠરાવ પસાર કર્યો.

('લોહાણા હિતેચ્છુ' તા. ૧૯મી જુલાઇ ૧૯૨૩)

ઉપરનો હેવાલ જોતાં તે બહુ યુક્તિપૂર્વક સફાઈ ભરી રીતે પ્રગટ કરવામાં આવ્યો છે; તો પણ તેમાંથી નીચેની વિચારણીય હકીકતો બહાર આવે છે જેપર વાંચનાર ભાઇઓ અવશ્ય વિચાર કરે:

૧ શ્રી. મેઘજીની માતુશ્રી ભાટીયાણી છે તેવું જાહેર થતાં સેક્રેટરીએ મહાજન ભેગું કર્યું અને શેઠ ગોરધનદાસ કરમસીના પ્રમુખપણા નીચે જાહેર ચર્ચા થતાં સાબીત થયેલું તે રદ ઠરાવ્યું અને મહાજનનો દાદ પાછો મોકલ્યો તથા સદરહુ બાબતમાં ખટપટ કરનાર દલાલ ખટાઉનો રૂ ૫૧) દંડ કર્યો: આથી એક વાત દીવા જેવી બહાર આવે છે કે સદરહુ ભાટિયાણીબાઇએ મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજનની આંખો આંજવા આ અજાણ્યા પ્રદેશમાં આવીને પોતાની આગલી પાછલી છુપાવી કેટલાક ખટપટી પુતળાઓને હાથમાં લઇ પોતાનું ધાર્યું કરવાના બધા પ્રયાસો આદર્યા હતા.

હવે બીજી બાબત એ લક્ષમાં રાખવાની છે કે 'લોહાણા હિતેચ્છુ ' પત્રના તંત્રીએ તા. ૧૪મી સપ્ટેમ્બરની સભાના હેવાલમાં બે ચાર પાંચ બોલનારાઓના ભાષણનો સાર આપ્યો છે; પણ આ મહાજનની સભામાં કોણ ભાઇ શું બોલ્યો ? કેવી ચર્ચા થઇ તે સંબંધે કશોય વધુ ઉલ્લેખ કર્યા વગર માત્ર " જાહેર ચર્ચા થતાં " એટલું મોઘમ લખી ૧૦-૧૨ લીટીમાં આ મહાજનની સભાનો હેવાલ સમાવી દે છે.

૨ અને પછી પોતે જાહેર કરે છે કે: 'બાઇ ભાટીઆણી છે તે વાત સગાઇ થયા' પહેલાં ઘણા જાણતા હતા. આ જાહેર કરવામાં એમનો ઇરાદો લારી લેવા જનાર જ્ઞાતિના આગેવાનો તથા થાનાઇ હસ્તક દાદ લેનાર કાનજી ભગતના તડવાળાઓ ઉપર બાઇ ભાટિયાણી છે એવું જાણતા હોવા છતાં આ સગપણ કર્યું એવો કાંઇક ગર્ભિત આરોપ મૂકવાનો હોય તેમ દીસી આવે છે.

૩ આ બાઇ ભાટીઆણી છે પણ તે ભાટીઆણીબાઇ મરહૂમ કચ્છી લો. કેશવજી દેવકરણની રખાત હતી અને તે રખાતનાં આ બાળકો છે તે સત્ય બીનાનો સ્ફોટ આ હેવાલમાં ક્યાંય થયેલો જણાતો નથી.

૪ મુંબઇના શ્રી કચ્છી લો. મહાજન સમસ્ત તરફથી રાજકોટ મહાજનના પ્રમુખ શ્રીયુત ગોરધનદાસ લાધાભાઇને આ સંબંધમાં તાર તથા પત્ર (જુઓ પાના ૮૮) લખવામાં આવેલ છે તે સંબંધે રાજકોટ મહાજનમાં ખુલ્લી રીતે એક અક્ષર પણ ઉચ્ચારવામાં આવેલો હોય, તેવું હેવાલ જોતાં ક્યાંય જણાતું નથી અને એમ કરીને સર્વ લોહાણાભાઇઓને ખરી બીનાથી અંધારામાં રાખવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે એમ માનવાને કારણો આપે છે. અગર કદાચ તેને અંગે મહાજનમાં ચર્ચા થઇ હોય તો પણ 'લોહાણા હિતેચ્છુ ' ના સ્વામીએ ગમે તે કારણસર હેવાલમાં તે નોંધ લીધી નથી એમ ચોક્ખું માલુમ પડી આવે છે.

૫ વળી એ પણ પ્રશ્ન છે કે 'લોહાણા હિતેચ્છુ ' ના અધિપતિ શ્રીયુત લાલજીભાઇ તો આ ભેદભરી હકીકત જાણતા જ હોવા જોઇએ. તો હિતેચ્છુકારે શા કારણે આ બધું રહસ્ય ખુલ્લું ન કર્યું ? એક પત્રકાર તરીકે એમની એ ફરજ નહોતી ?

૬ રાજકોટ લોહાણા મહાજનના પ્રમુખનું સ્થાન શ્રીયુત ગોરધનદાસ લાધાભાઇ શોભાવે છે, પણ આ ભાટીઆણી બાઇ છે–લોહાણી નથી અને મુંબઇના શ્રી કચ્છી લો. મહાજનની પંક્તિબહાર છે, એવું જાહેર થતાં મહાજન ભેગું થાય છે, તે સભામાં શ્રીયુત ગોરધનદાસભાઇએ શા કારણે હાજરી ન આપી તે તો શ્રીયુત ગોરધનદાસભાઇ જાણે: પણ ત્યારબાદની મહાજનની સભાઓમાં તો પતિને ભેટવા જતી પ્રેમઘેલી પ્રિયતમાની માફક દિવસે કે રાતે મહાજનની સભા મળે કે રસપૂર્વક પ્રમુખશ્રી હાજરી આપે છે, અને પ્રમુખસ્થાન દીપાવે છે !

૭ તા. ૧૫-૭-૨૩ના રોજ શ્રીયુત ગોરધનદાસ લાધાભાઇના પ્રમુખપણા નીચે મળેલી મહાજનની સભામાં મી. મેઘજી કેશવજીને મહાજન જ્ઞાતિમાં લેવાનું છે એવી અફવાથી ' હિતેચ્છુકાર 'ના જણાવવા પ્રમાણે લોકોએ મોટી સંખ્યામાં હાજરી આપેલી. આવી અફવાઓ રાજકોટમાં કયા ફીરસ્તાઓએ ઉડાડી હતી ? અને એવી અફવાઓની નોંધ "હિતેચ્છુ" પત્રમાં લેવાની જરૂર શી હતી ? આ મોત પહેલા મરી જવાનો ઘાટ ઘડનારાઓની કમનશીબીપર વાંચનાર ભાઇ ! તું બરાબર વિચાર કરજે.

• ('હિતેચ્છુકાર'ના જણાવવા પ્રમાણે ઘણા લોકોએ મોટી સંખ્યામાં હાજરી આપેલી હશે તો તેથી એ બાબતમાં અરજી ન આવેલી હોવાથી કંઇ કામકાજ ન થયું તેથી બિચારા આશા ભરેલા આવેલા લોકો નિરાશ થઇ પાછા ચાલ્યા ગયા હશે ! અફસોસ ! ! )

૮ પછી વળી મી. મેઘજી કેશવજીની અરજી આવતાં તા. ૧૭-૭-૨૩ ની રાતે શ્રીયુત ગોરધનદાસ લાધાભાઇના પ્રમુખપણા નીચે રાજકોટનું મહાન એકત્ર થયું ને તેમાં મુંબઇના કચ્છી લોહાણા મહાજનને ભલામણ પત્ર લખવાનો ઠરાવ થયો ને તે કામ પ્રમુખ સાહેબ તથા 'લો. હિતેચ્છુ'ના અધિપતિ શ્રીયુત લાલજી ભાઇને સોંપવામાં આવ્યું. [ બિચારા મહાજનના સેક્રેટરી તો શોભાના ગાંઠીઆ જેવાજ હશે ! ] આ ઠરાવનો અમલ આ બન્ને ગૃહસ્થોએ કર્યો ? મુંબઈના કચ્છી લોહાણા મહાજનને કાગળ લખ્યો ? અને જો કાગળ લખ્યો હોય તો તેનો મુંબઇનાં શ્રી કચ્છી લોહાણા મહાજન તરફથી શો પ્રત્યુત્તર મળ્યો ? તે બાબતો બધી અંધારામાંજ રહી ગઇ છે. અમારી તપાસમાં અમને એવા ખબર મળ્યા છે કે મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજનને આવો કોઇ કાગળ મળ્યોજ નથી. આ જો સાચું હોય તો શું એમ નથી માની શકાતું કે રાજકોટના જ્ઞાતિભાઇઓને સમજાવી લેવાના આ બધા વિચિત્ર રંગ ઢંગ હતા ?

ઉપરની બધી વિચારણીય બાબતો ઉપર વાંચનાર, કચ્છી, હાલાઇ, ઘોઘારી, ગુજરાતી ભાઇઓ વિચાર કરે અને જુએ કે બહુ સફાઇપૂર્વક ઉપરનો હેવાલ 'લોહાણા હિતેચ્છુ'માં પ્રગટ થયો હોવા છતાં તેમાંથી કેટલીક હકીકતો તરી આવે છે અને તે ઉપરથી એવું અનુમાન થઇ શકે છે કે: રાજકોટના લોહાણા ભાઇઓને યુક્તિપૂર્વક દોરવવામાં કોઇ ધનિષ્ટ અને ભેદી હાથોનો સંબંધ હતો અને તેવાં છાપેલ કાટલાંઓ કોથળામાંની બિલાડી માફક અંતે વિચારકની દૃષ્ટિએ તરી આવશે એવો અમને વિશ્વાસ છે.

હવે તા. ૧૪ મી સપ્ટેમ્બર ૧૯૨૩ના રાજકોટ મહાજનની સભામાં મી. મેઘજી કેશવજી તથા તેના ભાંડરૂઓને પાવન કરવાનો નિર્ણય થતાં લોહાણા જાતિના ભિન્ન ભિન્ન વિભાગોમાં ભયંકર મતભેદો—કલહકંકાસોને જન્મ આપનાર જ્ઞાતિના ધારાધોરણોથી વિરૂદ્ધ જે દુષ્કૃત્ય થયું છે: તેનો હેવાલ 'લોહાણા હિતેચ્છુ' તા. ૨૦ મી સપ્ટેમ્બર ૧૯૨૩ના અંકમાં પ્રગટ થયો છે તે જેમનો તેમ અહીં આપીએ છીએ:

## રાજકોટ સમસ્ત જ્ઞાતિ મહાજનની બેઠક.

### જ્ઞાતિએ ભરેલ આવકારદાયક પગલું

### રા. બા. કોટક સાહેબનું મનનીય ભાષણ

### મરહુમ ઠા. કેશવજી દેવકરણનાં બાળકો પાવન.

આજરોજ તા. ૧૪-૯-૧૯૨૩ના રોજ સરક્યુલર મુજબ ઠા. મેઘજી કેશવજીની અરજી બાબત વિચાર કરવા સમસ્ત મહાજન શ્રીયુત ગોરધનદાસ લાધાભાઇના પ્રમુખપણા નીચે મહાજનવંડીમાં

મળ્યું હતું. જેમાં અંદર ધારાની કલમ ૩૪ મુજબ ૨૧ કરતાં વધુ મેમ્બરો તથા બીજા બંધુઓની આશરે ૨૦૦ થી વધુની હાજરી હતી.

શરૂઆતમાં રા. ગોરધનદાસભાઇએ મહાજનને ઉદ્દેશીને જાહેર કર્યું કે આજનો કેઇસ વીચારવા જેવો છે અને આપણા સદ્દભાગ્યે રા. બ. કોટક સાહેબની ગામમાં હાજરી છે તો આપ સૌ ભાઈઓની મરજી હોય તો તેમને બોલાવવા એક ડેપ્યુટેશન મોકલીએ. જેના જવાબમાં બધાએ સંમતી આપી અને તુરતજ રા. ભાણજી કોઠારી, રા. ગોકળ ઝીણા, રા. નાગજી ઝીણા તથા રા. ભીમજી જાદવજીનું ડેપ્યુટેશન રા. બ. કોટક સાહેબને જ્ઞાતિ તરફથી તેડવા ગયું. જેને માન આપી રા. બ. કોટક સાહેબ તુરતજ મહાજનવાડીમાં આવતાં તાળીઓના ગગડાટ વચ્ચે તેમને વધાવી લેવામાં આવ્યા. ત્યારબાદ પ્રમુખ સાહેબે ઠા. મેઘજી કેશવજીની અરજી વાંચી સંભળાવી અને આગલાં ગોસીડીંગનો સાર ટુંકમાં કહી સંભળાવ્યો. અને અરજીના ગુણદોષ બાબતમાં એવા મતલબનું વીવેચન કર્યું કે એ છોકરાઓ લોહાણાથી કોઇ હલકી જ્ઞાતિને પેટે ઉત્પન્ન થયેલા નથી તેથી લોહાણા શીવાય તેને પાવન કરવાને બીજી કોઈ જ્ઞાતિ માથે લઇ શકે નહિ. તોપણ આ બાબતમાં મહાજનનો જે કંઇ મત હોય તે જાહેર કરવાને સૌને છુટ છે અને તે બાબત બહુમતે નીકાલ થવો જોઇએ. ત્યારબાદ રા. ઓધવજી આચાર્યે સચોટ વિવેચન કરી ક્ષત્રીય કુળના દાખલા આપી તે બાળકોને જ્ઞાતિમાં લેવા બાબત સુચવતાં હાલના શુદ્ધીના સવાલ ઉપર ધ્યાન ખેંચ્યું હતું. ત્યારબાદ બે ગૃહસ્થોએ ટુંકમાં વીવેચન કર્યા હતા. ત્યારબાદ રા. ભાણજી કોઠારીએ જાહેર કર્યું હતું કે મારા સાંભળવામાં આવ્યુ છે કે આ બાબતમાં બાઈ તરફથી રૂપીયા દસ હજાર અનામત અમુક ગૃહસ્થોના નામે મુકવામાં આવ્યા છે તે પાછા આપવા જોઇએ; પરંતુ છોકરાં તરફ મહાજન દયા કરવા ધારે તો જુજ લઇને પણ પાવન કરી શકે છે. ત્યારબાદ રા. વાઘજી પીતાંબરદાસે વીવેચન કરતાં જણાવ્યું કે હીંદુ લૉ પ્રમાણે, તેમજ મનુસ્મૃતી પ્રમાણે આ છોકરાઓને લોહાણા કહેવરાવવાનો હક છે: છતાં આ બાબતમાં રા. બા. કોટક સાહેબનો અભીપ્રાય આપણે જાણવો જોઇએ. માટે મને આશા છે કે આ બાબતમાં કોટક સાહેબ પોતાનો અભિપ્રાય દર્શાવશે.

રા. બા. કોટક સાહેબ તાળીઓના ગડગડાટ વચ્ચે ઉભા થતા જાહેર કર્યું કે આજે ઘણા વખતે મને મહાજનના દર્શનનો લાભ થયો તેને માટે હું મારું અહોભાગ્ય માનું છુ. તેમણે વીવેચન કરતાં શરૂઆતમાં તેમના ઉપર એક નનામું પોસ્ટકાર્ડ મહાજનમાં હાજરી ન આપવા બાબત અને આવશો તો અપમાન થશે તેવી મતલબનુ આવેલુ વાંચી સંભળાવ્યું અને જાહેર કર્યું કે આ પ્રમાણે નનામા પોસ્ટકાર્ડથી માણસે પોતાનુ ખરૂ કર્તવ્ય કરતાં અટકવું ન જોઇએ તે રૂએ હું અત્રે હાજર થયો છું; અને હું અત્રે જાહેર કરૂં છું કે જે ભાઇની મને અપમાન કરવાની ઇચ્છા હોય તે ઘણીજ ખુશીથી અપમાન કરે, પરંતુ જ્ઞાતિની સેવા કરવામાં હું માન અપમાન જોતો નથી જેના જવાબમા જ્ઞાતિમાં તે વખતે શાન્તિ પથરાઈ રહી હતી અને તેવું પોસ્ટકાર્ડ લખનાર ધણી તરફ તીરસ્કારની લાગણી જોવામાં આવી. ત્યારબાદ રા. બ. કોટક સાહેબે આ કેઇસ બાબત નીચે મુજબ પોતાનો અભીપ્રાય જણાવ્યો.

આ સવાલનો નિર્ણય તેના ગુણદોષ ઉપરજ થવો જોઇએ.

ભાટિયા જ્યારે ચંદ્રવંશી યાને યદુવંશી હોવાનો દાવો ધરાવે છે ત્યારે આપણે સુર્યવંશી હોવાનો દાવો ધરાવીયે છીએ, જેથી હાલના અરજદારો ક્ષત્રીય બાપથી તથા ક્ષત્રીયાણ માતાથી ઉત્પન્ન થયા છે તેઓના પીતા લોહાણા હોઇને તેઓને ભાટીયા જ્ઞાતીમાં જગ્યા હોઈ શકે નહીં અને લોહાણા પીતાના પુત્રો હોવાથી લોહાણા કહેવરાવવા તેઓ હક ધરાવી શકે છે. આ પ્રમાણે નિર્ણય ઉપર ન આવવાનું પરીણામ તે નિર્દોષ બાળકોને અધોગતિ કરવા સમાન છે, કેમકે તો પછી કોઈ પણ હિંદુ જ્ઞાતીમાં તેમનું સ્થાન રહેતું નથી અને પરિણામે મુસ્લીમ કે ખ્રીસ્તી થવુંજ પડે. આ પરિણામ લાવવામાં લોહાણા બંધુઓ સહાનુભુત થાય એમ કલ્પી શકાય નહીં. ગુણ દોષ ઉપરજ આ કેસનો

ખ્યાલ કરીએ તો અરજદારો વિષેનો ઠરાવ પ્રથમ થયો છે તે રદ કરવો કે નહિ તેજ સવાલ જ્ઞાતિ સમસ્ત પાસે ખડો થાય છે. તે વિષેના નિર્ણય ઉપર આવતાં પહેલાં આ કામમાં બુનેહી અમુક હકીકતનો ખાસ ખ્યાલ કરવાનો છે. તે હકીકત એ છે કે અરજદારોની માતાએ રૂપીયા દશ હજાર જ્ઞાતિ અર્થે આપવા અમુક ભાઇઓને નામે અનામત મુકયા છે. આ હકીકતને પરીણામે સવાલ એ ઉત્પન્ન થાય છે કે આપણા મનના ધર્મ પ્રમાણે અને હિંદુ શાસ્ત્ર પ્રમાણે આ બાળકોને જ્ઞાતિમાં લાવવાનું કરવામાં આપણે ખરૂં કરતા હોઇએ, આપણે ન્યાય આપતા હોઇએ તેમ છતાં આ રકમ લેવાયાથી તે પૈસા લેવાની ખાતર આપણે અમુક નિર્ણય ઉપર આવીએ છીએ એમ દુનિયા માને તો તે વાસ્તવીક યોગ્ય નથી એમ કહી શકાશે નહીં. સારૂં કરવા છતાં ખરાબ કરેલ છે એમ જગતને કહેવાને તક મળશેજ, માટે આપણી ફરજ છે કે સદરહુ રકમ અત્યારેજ મજકુર બાઇને બીનશરતે પાછી મોકલી દેવી. તેને કોઇ પ્રકારનો કોઈ સ્થળે ધર્માદો કરવા આગ્રહ બીલકુલ ન કરવો. તે તેની મુનસફી ઉપર મુકી દેવું જોઇએ, અને તે પૈસા અહીં મળવાના નથી એમ ગણીને આ સવાલના ગુણ દોષ ઉપરજ નીકાલ કરવાની સર્વે ભાઇઓની ફરજ છે. આ હકીકત સર્વ ભાઇઓને પસન્ન પડવાથી આ રકમ તુરતજ આપી દેવી, તેવી પ્રમુખસાહેબે પોતેજ દરખાસ્ત મુકી અને સદરહુ રકમ તે બાઇને તુરતજ મળે તેવી જાતનો પત્ર તેજ વખતે જે ભાઇઓના નામ ઉપર હતો તેમણે લખી આપ્યો.

ત્યારબાદ પ્રમુખ સાહેબે જાહેર કર્યું કે આ બાળકોને પાવન કરવાની તરફેણમાં જે ભાઇઓ હોય તેમણે હાથ ઉંચા કરવા. જેના જવાબમાં તેજ વખતે લગભગ તમામ ભાઇઓએ હાથ ઉંચા કર્યા હતા. ત્યાર બાદ જે વીરૂધમાં હોય તેવા ભાઇઓએ હાથ ઉંચા કરવા તેવું પ્રમુખ સાહેબે જાહેર કરતાં વીરૂધમાં કોઇએ હાથ ઉંચા કર્યા નહોતા. જે ઉપરૂથી અગાઉ તેમને જ્ઞાતિ બહાર મુકવાનો ઠરાવ કરેલ છે તે રદ કરી તેને એટલે ઠા. મેઘજી કેસવજી તથા તેના બે નાના ભાઇ તથા તેની બેનને જ્ઞાતિમાં લેવામાં આવે છે એવુ પ્રમુખ સાહેબે તાળીઓના ગડગડાટ વચ્ચે જાહેર કર્યું. છેવટે રા. વાઘજી નાગજીની દરખાસ્તથી અને રા. ભાણજી કોઠારીના ટેકાથી સદરહુ બાળકો તરફથી ૪૦ મણ ઘઉં ગાંગા ભગતની જગામાં અને ૪૦ મણ જાર પારેવાંની ચણમાં તથા રૂા. ૧૦૧ ગાયોને ઘાસ નાખવાને સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું.

ઉપર મુજબ સદરહુ બાળકો પાવન થયા બાબતનો તથા રૂપીયા દસહજાર પાછા મળ્યાનો ઠા. મેઘજી કેસવજી તરફથી તેના મુનીમ નગીનદાસ હીરાચંદે આભાર માન્યો હતો.

ત્યાર બાદ કુંવરબાઇ તે ઠા. કેસવજી દેવકરણની વીધવા તરફથી તેમના મુનીમ મી. નગીનદાસે રૂા. દસહજાર એકસો એક મહાજનવાડી ઉપર મેડી ચણાવવાના કાર્યમાં ઉપરની ખુશાલી પેટે આપવાનુ જાહેર કર્યું હતુ, અને તે મેડીમાં ઠા. કેસવજી દેવકરણની ચાંદીની તખતી નાંખવા મહાજનશ્રીને અરજ કરી હતી, જે સર્વાનુમતે તાળીઓ અને હર્ષનાદના પોકાર વચ્ચે મંજુર રાખવામાં આવ્યું હતું."

---

વાંચનાર ભાઇ ! આ રિપોર્ટમાં જે જે વિગતો પ્રગટ થઇ છે તે અપૂર્ણ છે, તોપણ તેમાંથી નીચેની કેટલીક વિચારણીય બાબતો તારવી શકાય છેઃ

૧ પાંચ તડોમાં ૧૫૦૦ થી વધુ લોહાણાભાઇઓનાં ઘરો છે, તે ગામમાંથી ૨૦૦ થી વધુ બંધુઓ તથા ધારાની કલમ ૩૪ મી ટાંકીને ૨૧ થી વધુ મેમ્બરો આ સભામાં હાજર હોવાનું 'લો. હિતેચ્છુ' પત્ર જણાવે છે. ત્યારે આમાં પ્રશ્ન એ થાય છે કે અહીં ધારાની કલમ ટાંકવાની જરૂર શું હતી? આ કંઇ કમિટીની સભા નહોતી, પણ સમસ્ત મહાજનની સભા હતી. એટલે ૧૫૦૦ થી વધુ લોહાણાભાઇઓના ઘરોમાંથી ૨૦૦ ની હાજરી હતી, એટલે આ સભામાં થયેલ કામકાજને કોઇ ગેરકાયદેસર ન ઠરાવી શકેઃ અને બધું કાયદેસર થયું છે એમ જાહેર જનતાના મગજમાં ઠસાવવાની 'હિતેચ્છુકાર' યુક્તિ કરતા હોય તેમ જણાય છે.

૨ મહાજનની આ સભાના હેવાલ ઉપરથી એક ચોંકાવનારી હકીકત એ બહાર આવે છે કે આ ભાટિયાણી બાઇ પાસેથી રૂ. ૧૦૦૦૦) ની રકમ અમુક ગૃહસ્થોના નામે મૂકાવી છે. તે રૂપિયા કયા કયા ગૃહસ્થોનાં નામે, કેટલા કેટલા રૂપિયા, અને કયે કયે ઠેકાણે મૂકાયેલા હતા? રૂપિયાની રકમો શા માટે મૂકાવવી પડી? આ રૂપિયા મુકાવવાનો ઠરાવ મહાજનમાં કે તેની કમિટીમાં કયારે થયો હતો? આ રૂપિયાની હકીકતને આજદિન લગી છુપાવવાનાં કયાં કયાં કારણો છે? હેતુ સ્પષ્ટ છે-

૩ આ ઘટસ્ફોટ થાય છે: રૂપિયા પાછા આપી દેવાની દરખાસ્ત પણ પ્રમુખશ્રી પોતે મૂકે છે. (બીજો કોઇ બહાદુર નર આ કામ માટે પણ બહાર ન આવ્યો!) ને પછી તે જ વખતે ભાટિયાણીબાઇના મુનીમ નગીનદાસ (મુંબઇના કચ્છી લો. મહાજનની આંખમાં ધૂળ નાંખી કોથળીના મ્હોં છોડી નાખીને પણ મેળવેલી ફતેહ માટે!) ખુશાલીમાં રાજકોટ મહાજનને રૂા. ૧૦૧૦૦ મેડી ચણાવવા માટે અર્પણ કરે છે! (પણ નગીનદાસભાઇ! આ બધી લીલાઓ કરવાની મંત્રણા અગાઉથી તો નહોતી થઇને? તે તમે જાણો કે પ્રભુ જાણે) પારદર્શક કાચના જેવા આ બાળખેલ લોહાણાભાઇઓ ન સમજી શકે એમ તો મૂર્ખ જ માની શકે.

૪ 'લોહાણા હિતેચ્છુ' ના કથન અનુસાર ૨૦૦ થી ૨૨૫ ભાઇઓની હાજરી હતી તેમાં ફક્ત ચાર કે પાંચ જણાજ બોલ્યા! ત્યારે બીજા બધા ભાઇઓનાં મ્હોં શીવાઇ ગયાં ગયાં હતાં કે 'તીરે ઉભા તમાસો' જોવા આવ્યા હતા? અને તે હાજર રહેલા ૨૦૦થી ૨૨૫ ભાઇઓ તે પાંચે તડાંઓમાંથી સરખા પ્રમાણમાં હતા કે કોઇ ચોકસ તડામાંના જ ભાઇઓ બહુ સંખ્યામાં હતા?

આપણા ગ્નાતિ મહાજનોની બેઠકમાં જેણે જોયું હશે તેને જરૂર આ વાત સમજાશે કે લોકો મોટેરાઓના તેજમાં અંજાઈ મુંગાજ રહે છે. બોલવા સારૂ તેને મુખ છે પણ એ વખતે વાચા બહાર નીકળી શકતી નથી. તેનામાં હિંમત છે, પણ એ હિંમતની તેમને કિંમત નથી, અને જ્યાં પ્રમુખ સાહેબ પ્રથમથી જ પોતાનું વલણ સીધી કે આડકતરી રીતે જણાવી દે ને શ્રીયુત કોટક સાહેબ જેવા મહાપુરૂષને આગળ કરે ત્યાં પછી સામાન્ય માણસનું અંતર દુઃખથી ભરેલું હોય છતાં તે એક શબ્દ પણ ન બોલી શકે એ સાવ સમજાઇ જવાય તેવી વાત નથી શું?

૫ પાવન કરવાનો ઠરાવ કોઇએ પણ મૂકયો હોય તેમ 'લોહાણા હિતેચ્છુ'ના ઉપરોકત રિપોર્ટથી જણાતું નથી; પણ લાગલા જ પ્રમુખ સાહેબ પાવન કરવાની તરફેણમાં હોય તેને હાથ ઉંચા કરવા કહે છે. ને 'હિતેચ્છુકાર' જણાવે છે કે 'લગભગ' તમામ ભાઇઓએ હાથ ઉંચા કર્યા અને ત્યારબાદ "વિરૂદ્ધમાં હોય તેમણે હાથ ઉંચા કરવા–તેવું પ્રમુખ સાહેબનું ફરમાન થતાં" કોઇએ હાથ ઉંચા કર્યા નહોતા! એટલે આ કામ સર્વાનુમતે થયેલું જણાવવા 'હિતેચ્છુ'ના અધિપતિ ઇચ્છે છે. (અહીં 'લગભગ' લખીને હિતેચ્છુકારે ભૂલ કરી છે.) આપણે ઘણે હિતેચ્છુના અધિપતિની ઇચ્છાનુસાર માની લઇએ પણ આ સભા ભરાવા અગાઉ સવારે શ્રીયુત કોટક સાહેબને એક નનામો પત્ર મળે છે, તેમાં 'હાજરી આપશો તો અપમાન થશે' એવું કોઇએ લખેલું; તે દુઃખમય કથા શંકાશીલ બનાવે છે કે 'મહાજનને નામે' થતા આ ધૃણિત કાર્યમાં રાજકોટમાં વસતા સર્વ લોહાણાભાઇઓની સંમતિ નહોતી.

૬ બીજી એક વાતનું અનુમાન પણ આથી થઇ શકે છે કે: કેટલાક કારસ્તાનીઓ કે જેઓનો આ ધૃણિત કાર્યની ફતેહમંદીમાં અમુક લાભો સમાયલા હોય, તેવી ખટપટી વ્હેવાણોએ શ્રીયુત કોટક સાહેબને લાવવાની મંત્રણા અગાઉથી કરી હોય, અને તે મંત્રણાની ખબર આ હકીકત ન ઇચ્છનારાઓને પડી હોય: તેમાંથી કોઈ શ્રીયુત કોટક સાહેબને પોસ્ટકાર્ડ લખ્યો હોય તો તે તદન બનવાજોગ છે. એ બાબત પણ એવું માનવાને કારણ આપે છે કે આ બાબતમાં કેટલાકો તરફથી નિર્દય દગલબાજી રમાયલી છે.

૭ એક વખત શેઠ ગોરધનદાસ કરમશીના પ્રમુખપણા નીચે મળેલી રાજકોટ મહાજનની સભામાં મી. મેઘજી કેશવજીને જ્ઞાતિબહાર મૂકવાનો ઠરાવ સર્વાનુમતે થાય છે: તે જ રાજકોટ મહાજનની તા. ૧૪-૮-૨૩ની સભામાં લોહાણા જાતિમાં કલહ-કંકાસ ને કુસંપ મતભેદો ઉપસ્થિત કરનાર ઘટના આનંદકારદાયક (!) લેખાય છે! એટલે કે તેઓને જ્ઞાતિમાં લઇ લેવાનો નિર્ણય થાય છે. કોઇ અલભ્ય વસ્તુપ્રાપ્તિની આશાએ રાજકોટ મહાજનની આ ક્ષણે ક્ષણે બદલાતી નીતિમાં ઉંડા ભેદભરમો તો રહેલા નથી ને? એ વિકટ પ્રશ્ન લોકો અવનવી રીતે છેડી રહ્યા છે.

વાંચનાર ભાઇ! રાજકોટ મહાજનની ઉક્ત સભાની કાર્યપદ્ધતિનું અવલોકન કરીને હવે આપણે તે સભામાં ભાષણકર્તાઓની દલીલો તરફ નજર કરીએ:

પ્રથમ તો પ્રમુખસાહેબ કહે છે કે આજનો કેસ વિચારવા જેવો છે, માટે આપણા સદ્‌ભાગ્યે કોટક સાહેબની ગામમાં હાજરી છે તેમને બોલાવવા સૌ ભાઇઓની મરજી હોય તો ડેપ્યુટેશન મોકલીએ.

સભાનો પ્રમુખ એટલે તે સભાનો સ્વામી-સભાપતિ: અને સભાનો સામાન્ય નિયમ એવો છે કે પ્રમુખ સાહેબ છેવટ સુધી મૌનવ્રત ધારણ કરી સભામાં ચાલતા કામકાજને અવલોકે છે. અને જ્યાં સુધી તે નિયમસર ચાલતું હોય ત્યાં સુધી તે મૌનતા તોડે નહિ. અને કોઇપણ પક્ષકાર તરફનું પોતાનું વલણ જાહેર કરે નહિ. સભાના આ સામાન્ય નિયમનો તો મંગળાચરણમાં જ અહીં ભંગ થયેલો ગણાય.

પછી શ્રીયુત કોટક સાહેબ સભામાં પધારે છે, ત્યારે પણ પ્રમુખ સાહેબ પોતે મેઘજી કેશવજીની અરજી વાંચી સંભળાવ્યા પછી આગલા પ્રોસિડીંગ્સનો સાર કહીને જ શાન્ત ન રહ્યા; પણ જાણે મેઘજી કેશવજી તરફથી વકીલ હોય તેમ ગુણદોષનું વિવેચન કરી 'લોહાણાજ્ઞાતિથી હલકી જ્ઞાતિના પેટે ઉત્પન્ન થયેલા નથી માટે લોહાણા સિવાય તેને બીજી કોઇ જ્ઞાતિ પાવન કરે નહિ: એવો પોતાનો અભિપ્રાય પણ સાથે સાથે જણાવી દે છે.

અને રૂા. ૧૦૦૦૦) પાછા અપાવવાના બાળખેલ થાય છે, ત્યારે પણ પ્રમુખશ્રી પોતેજ દરખાસ્ત મૂકે છે અને છેવટમાં કોઇએ ઠરાવ ન મૂકેલો હોવા છતાં પાવન કરવાની તરફેણમાં મત લેવાનું જાહેર કરે છે.

આગલા પ્રોસિડીંગ્સનો સાર કહેવાને શું સેક્રેટરી સાહેબ સીક પડી ગયા હતા કે સુઇ રહ્યા હતા?

પ્રમુખના આવા વલણથી દેખીતી રીતે આ સભામાં થયેલું કામ નિયમસર તો આથી નથી ગણાતું.

## પ્રમુખસાહેબ શ્રીયુત ગોરધનદાસ લાખાભાઈ

રાજકોટ મહાજનના પ્રમુખ સાહેબ શ્રીયુત ગોરધનદાસભાઇની બાહોશ વકીલ તરીકે, સરદાર-ફોજદાર તરીકે, મૂળી સ્ટેટના કારભારી તરીકે, હિતવર્ધક સભા તથા કાઠિયાવાડ રાજકીય પરિષદની મેનેજીંગ કમિટિના સભ્ય તરીકે, વ્યાખ્યાનકાર તરીકે, લો. બોર્ડીંગના પ્રમુખ તરીકે, રાજકોટ પ્રજામંડળ તથા સ્થાનિક સ્વરાજ્યના પ્રમુખ તરીકેની કારકીર્દી કેટલી સફળ નીવડી છે તે અમે જાણતા નથી; પણ રાજકોટ લોહાણા મહાજનના પ્રમુખ તરીકેની કારકીર્દી તો એમએ તેવી ફતેહમંદ નથી નીવડી એમ 'લોહાણાહિતેચ્છુ'માં અવારનવાર પ્રગટ થયેલાં ચર્ચાપત્રોથી જાણી શકાય છે, તેમાં એક ચર્ચાપત્ર જે એઓ શ્રીમાનને ખુલ્લો પત્ર શ્રીયુત ઓધવજી રવજી આયાએ લખેલ છે તે અહીં આપીએ છીએ, કે જેનાથી સ્થાલીપુલાક ન્યાયાનુસાર વાંચનારના જાણવામાં આવી જશે.*

રાજકોટ જ્ઞાતિના પ્રમુખ શ્રીયુત ગોરધનદાસ લાખાભાઇને ખુલ્લો પત્ર:

આજ દોઢ દોઢ વરસ થયાં આપણી જ્ઞાતિમાં અંધેર ચાલી રહ્યું છે, જ્ઞાતિના કરેલા ધારા તો પળાતા નથી અને ગરીબ લોકોને પુરૂં ત્રાસદાયક થઇ પડયું છે. આ કરતાં ધારા ન ઘડયા હોત તો સારૂં હતું. વળી ધારા ઘડતાની સાથે તેમાં આજુબાજુના પ્રસંગ આવી નડતાં પાંચ તડાં ભેગાં થયાં નહી અને ઉલટો કંકાસ વધી પડયો. ૬૧ જણાની નીમાએલી કમીટી ફેંસલા આપવા બહાર પડી, યોગ્ય ફેંસલા અપાણા, પાછળથી મતભેદ થતાં પક્ષાપક્ષી ચાલી, દંડ થયલાનો દંડ આપવા દીધો નહીં, એક કેસની મુદત ઉપર મુદત અપાતી ચાલી, છેવટ સુધી પુનર્લગ્ન કરેલી કન્યાને બે વરસ થઈ ગયા છતાં મુળ ધણીને ઘરેણાં પાછાં મલ્યાં નહિ. પણ તમારી એકજ વાત છે કે ઠામ વાસણ ભેગાં કરો, ઝટ ઠામ વાસણ ભેગાં કરો. તે એકજ વાત લઈ બેસતાં બધા ધારાધોરણ ઉપર છીણી મુકો છો, તો હજુ મારી એકજ વિનંતી છે; છતાં ને એ છે કે, ધારાની પહેલી કલમમાં સુધારો કરી નીચે મુજબ ઠરાવ લાવવા સુચના કરૂં છું. હાલ વખતને માટે લોકોના હીત અને સગવડની ખાતર પાંચે તડાં કાયમ રાખી બીજા દરેક ઠરાવો અમલમાં લેવા.

ઉપરના ઠરાવને માટે આપ જરૂર એક જનરલ સભા બોલાવશો અને જ્ઞાતિનું ઐક્ય જરૂર કરશો. કારણ હવે તો જ્ઞાતિમાં અંધેર વધતું જાય છે. જુઓ કે ગામની ભરી કોરટમાં કાકીસાસુ તથા વેશ્યાઓ સાથેના વ્યવહાર કબુલ થાય છે. ઉપરાંત એકેક આદમી ત્રણ ત્રણ સ્ત્રીઓ કરે છે છતાં કોઇ પુછતું નથી. માટે મે. કરી એક પહેલા ધારાના તમારા મતભેદથી બધા ધારા ઉપર છીણી ન મુકો એવી નમ્ર વીનંતી છે.

લી. જ્ઞાતિ દાઝમાં બળેલો
**ઓધવજી રવજી આયા.**
('લોહાણા હિતેચ્છુ' તા. ૩૧મી મે, ૧૯૨૩)

આ ઉપરથી જાણી શકાય છે કે રાજકોટમાં ૧૫૦૦થી વધુ લોહાણાભાઇઓના ઘરો છે. સર્વ લોહાણાભાઇઓને આવી પરવશતા નથી રૂચતી, પરંતુ તેમાં એક શબ્દ બોલવામાંય જોખમ છે એમ તેઓ સમજવાનું અનુમાન થઈ શકે છે.

---

*આમાં રાજકોટ લોહાણા મહાજનમાં ચાલતા અંધેરની બાબત ઉપર પણ કંઇક પ્રકાશ પડે છે.

એક પતિની હયાતીમાં પુનર્લગ્ન કરવાના કાર્યને અતિ તિરસ્કારયુક્ત માનનાર, એટલુંજ નહિ પણ અપરાધયુક્ત, અનીતિથી ભરપુર માનનાર, તેવા નિંદ્ય કર્મનો અટકાવ કરવાને મજબુત હાથે બાથ ભીડવાનું કહેનાર,* અને એવાં ઘૃણિત કાર્યોને જ્ઞાતિને અધોગતિની સ્થિતિએ પહોંચાડવાનું માનનાર, અને તે બાબતમાં સખ્ત ધારાધોરણ કરી અપરાધીને શિક્ષા આપવાનો ઉંચ ઉદ્દેશ, નીતિમાન આદર્શ રજુ કરનાર, શ્રીમાન નથુરામ શર્માના શિષ્ય શ્રીયુત ગોરધનદાસભાઇ, એક ભાટિયાણીબાઇ પોતાના ગરીબ ભાટિયા ધણીને જીવતો રખડતો મુકી કચ્છી લોહાણાની રખાત તરીકે રહી બાળકો પેદા કર્યાં કે જેને મનુ આદિ સ્મૃતિમાં 'જારજ' સંતાનો કહ્યાં છે, તેને લોહાણા ઠરાવવાનું કાર્ય નીતિયુક્ત માને છે, એથી વધુ દીલગીરી ભર્યું બીજું શું હોઇ શકે ? આપસઆપસના કલહ કંકાસોમાં સપડાયલા પાંચ તડના બનેલા રાજકોટ મહાજને આ કાર્ય વ્યાજબી કર્યું છે ?

શ્રીયુત ગોરધનદાસ લાધાભાઇ સન ૧૯૧૩ માં રાજકોટમાં મળેલી બીજી લોહાણા પરિષદના સ્વાગતકારિણી સભાના પ્રમુખ હતા અને તે અધ્યક્ષસ્થાનેથી તેઓના શ્રીમુખે ઉચ્ચારાયલા એક ગામના મહાજને બીજા ગામના મહાજનોના ઠરાવો માન્ય રાખવા બાબતના શબ્દો આજે પણ લોહાણા ભાઇઓના કાનોમાં ગુંજી રહ્યા છે અને તે આ પ્રમાણે:

## " મહાજનના ઠરાવ "

૩૪. એક ગામના મહાજને કરેલો ઠરાવ બીજા ગામના મહાજને માન્ય રાખવા બાબત અને મહત્વના સાંસારિક સવાલોની બાબત અમુક સ્થળના મહાજનના કે વિદ્વાનમંડળના સંયુક્ત વિચારથી કામ લેવાની યોજના ઘણી જ આવકારદાયક થશે એવો મારો નમ્ર મત છે. ઠેકઠેકાણેના મહાજનના ઉદ્‌ગારો અને લોકો તરફથી બતાવવામાં આવતી ઈચ્છાને જેટલે સુધી હું સમજી શક્યો છું, તેટલે સુધી મને લાગે છે કે આ સૂચના સર્વમાન્ય થશે; અને જો આ બાબત કાંઈ યોજના થશે તો તે ઘણીજ આશીર્વાદદાયક થશે. જો કે એક ગામના મહાજને કરેલો ઠરાવ બીજા ગામનું મહાજન માન્ય રાખે છે, અમાન્ય રાખવાના દાખલા જવલ્લે જ મળી આવે છે; તો પણ એકમતથી એ ઠરાવ પસાર થવો એ બહુ ઇષ્ટ છે. વિશેષ મહત્વની બાબત તો એ છે કે કેટલાએક સવાલો જ્યારે ઉગ્ર મતમતાંતરનું રૂપ પકડે, ત્યારે તે બાબત અમુક સ્થળના મહાજનના નિર્ણય માટે રાખવી, કે

*જુઓ, શ્રી રાજકોટ દ્વિતીય લોહાણા પરિષદનો રિપોર્ટ: સ્વાગત કમિટીના પ્રમુખસ્થાનેથી અપાયલું એઓશ્રીનું ભાષણ પાને ૪૩.

## " પુનર્લગ્નનો વ્યવહાર અંકુશિત કરવા યોગ્ય છે "

૩૧ 'એકપતિની હયાતીમાં કોઈપણ સ્ત્રીએ પુનર્લગ્ન કરવાં એ અતિ તિરસ્કારયુક્ત છે; એટલુંજ નહિ પણ અપરાધયુક્ત, નિંદિત અને અનીતિથી ભરપુર છે. તેનો અટકાવ કરવાને મજબુત રીતે બાથ ભીડવી જોઇએ. આવાં કાર્ય જ્ઞાતિને અધોગતિની સ્થિતિએ પહોંચાડે છે. અને અતિ કલેશ ઉત્પન્ન કરી ભારી કડવાં પરિણામ આણે છે. જેનો પતિ હયાત હોય તે કન્યાનું ગ્રહણ કરવાથી દુર રહેવા દરેક વ્યક્તિએ પોતાનું મન મક્કમ કરવું જોઇએ, અને તેમ થયે તેવી સ્ત્રીને બીજો પતિ કરવા ભાગ્યે જ અવકાશ મળશે. આ બાબત સખત ધારાધોરણ થવાની અને અપરાધીને દાખલા પડતી શિક્ષા થવાની જરૂર છે. આશા રાખવામાં આવે છે કે આગેવાન શેઠીઆઓ આવી એબ લગાડનારી બાબતનો અટકાવ કરવાનું મજબુત રીતે મન ઉપર લેશે અને આ બાબત આપણા તરફ આંગળી ચીંધવાનું બંધ થાય એવા ઉપાયો કરશે. આપણા કરતાં બીજી જ્ઞાતિઓ મોટી છતાં તેમાં આ બદી કેમ પ્રવેશ કરી શકતી નથી, અને આપણામાં શા માટે પ્રવેશ કરે છે તેનો જવાબ એટલો જ મળી શકે તેમ છે કે આપણે એકમતથી તેમાં અટકાવ કરવાને શક્તિમાન થઈ શક્યા નથી.

કે એ સવાલનો નિર્ણય નિઃસ્પૃહ રીતે કરી શકે, અને એમ નહિ તો અન્યના જાટલા સુંબધિ ન્યાય દેખાશિઓ જેમાં આપણી જ્ઞાતિમાં હરતી ધરાવે છે, અને જેના ઠરાવને માટે ઈતર જ્ઞાતિવાળા પૂર્ણ સંતોષથી જુએ છે તેવા વિદ્વાન, નિષ્પક્ષપાત અને ન્યાયની પૂરી સમજ ધરાવનારાઓની મુનસફી ઉપર એવા વિવાદીત સવાલો સોંપી દેવા, કે જે ન્યાતના રીતરીવાજ ધ્યાનમાં લઈ ન્યાય અને નીતિપૂર્વક કેમ થવું જોઈએ, તેનો દુરદેશી વિચાર કરી ઇન્સાફ કરશે. દરેક શહેર અને ગામને આ વિચાર અનુકુળ પડતો થવો જોઈએ. આ વિચારનો અમલ ત્યારે જ કરવાનો છે કે જ્યારે અમુક ગામ કે શહેરનું મહાજન તેમ કરવાનું યોગ્ય ધારે. જ્યારે કોઈ સવાલ કલેશનું ગંભીર રૂપ ધારણ કરે, મતમતાંતરને પરિણામે મનમાનતો ચુકાદો નહિ થઈ શકે એમ મહાજનને લાગે, અને મહાજન પોતે જ જ્યારે એ બાબતનો નિકાલ પોતાથી ન કરે, ત્યારે જ એ બાબત તેમની ઈચ્છાનુસાર તેવાં વિદ્વાનમંડળને ન્યાયને માટે સોંપવી ઇષ્ટ છે. આનું પરિણામ બહુ સારૂં જ આવશે. વળી તેથી મહાજન ઉપરનો કેટલોક ભાર ઓછો થશે, અને જેઓ પોતાના રોજગારના વ્યવસાયને લઈને જ્ઞાતિહિતમાં ધ્યાન આપી શકતા નથી તેઓને ધ્યાન આપવાની ફરજ પડશે. જેથી હું સૌ ભાઈઓને એવી સૂચના કરૂં છું કે જ્યાં જ્યાં કોઇ નાત રૂબરૂના સવાલની બાબતમાં મતભેદ થાય, અથવા બહુમતે ફેંસલા કરવાનું ન બની શકે ત્યાં ત્યાં તેવા સવાલો અમુક વિદ્વદ્વર્ગના નિર્ણય માટે રજુ કરવાનું ધોરણ દરેક ગામના મહાજનને યોગ્ય લાગે સો દાખલ કરવું."

(શ્રી રાજકોટ દ્વિતિય લોહાણા પરિષદનો રિપોર્ટ

શ્રીયુત ગોરધનદાસભાઇનું ભાષણ: પાનું ૪૭)

આ ભાષણ પ્રમાણે વિચારીએ તો રાજકોટ મહાજનનું આ પગલું કેટલું અઘટિત છે અને મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજનના ગૌરવને હીણું લગાડનારૂં છે, તે સ્પષ્ટ થાય છે. જે શ્રીમાન ગોરધનદાસભાઇ સ્વાગતકારિણી સભાના પ્રમુખસ્થાનેથી લોહાણા પરિષદમાં આવા વિચારો જાહેર કરે તે જ શ્રીમાન ગોરધનદાસભાઇ, મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજનથી બહિષ્કૃત થયેલા કચ્છી લોહાણાની રખાત બાઇના પુત્રોને, મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજન તરફથી કાગળ અને તાર મળ્યા હોવા છતાં, પાવન કરવા માટે સામાન્ય સભાના નિયમોને બાજુપર રાખી વિચિત્ર વલણ પકડે તેનાં કારણો માટે લોહાણાભાઇઓ અનેક અવનવાં અનુમાનો કરે તો તેને કોઈ અટકાવી શકશે ?

એ વાત સ્પષ્ટ કરવાની હવે જરૂર રહે છે કે રાજકોટ મહાજનના પ્રમુખ શ્રીમાન ગોરધનદાસભાઈએ સન ૧૯૧૩માં પરિષદ સમક્ષ ઉચ્ચારેલાં પોતાનાં વચનોપર આથી પાણી ફર્યું નથી ?

## પરિષદનું બંધારણ

સન ૧૯૧૩માં રાજકોટ મુકામે લોહાણાભાઇઓની સંયુકત પરિષદ સ્વ. શ્રીમાન ખીમજીભાઈ દયાળના પ્રમુખપદે મળી હતી. તેમાં પરિષદનું બંધારણ મંજુર થયું. આ બંધારણમાં "પરિષદના પ્રતિનિધિઓ" સંબંધે કલમ ૫ ની પેટા કલમ "જ" માં નીચે મુજબ નિયમ છે.

"પરિષદમાં આવનાર કોઈપણ પ્રતિનિધિની ઉમર વર્ષ ૨૧થી કમી હોવી જોઇએ નહિ, તેમજ કોઇ મહાજને કોઈ શખ્સ સાથે કોઇ કારણથી વ્યવહાર બંધ કર્યો હોય તો તે શખ્સ પ્રતિનિધિ તરીકે આવી શકશે નહિ."

વાંચનાર ભાઇ! બંધારણની આ કલમમાં જ્ઞાતિના મહાજનોનું—પછી ભલે તે એક ગામમાં પાંચ ઘરનું બનેલું મહાજન હોય (ઘણી વખત આવા નાના મહાજનથી કોઇ

ભાઇને અન્યાય થઇ જાય છે!) તોપણ તેનું માન જાળવવાને આ નિયમ રચાયલો છે. કારણ કે તેવા નાના મહાજને કોઇ ભાઇ સાથે વ્યવહાર બંધ કર્યો હોય (પછી ભલે તે વ્યાજબી કે ગેરવ્યાજબી રીતે) તો તેવો કોઇ ભાઇ જો પ્રતિનિધિ તરીકે પરિષદમાં આવે તો પેલા મહાજનની લાગણી દુઃખાય અને તેનું સ્વમાન ભંગ થયેલું સમજાય. અને તેમ ન થવા દેવા માટે જ આ બંધારણમાં નિયમ તરીકે આ કલમ નાખવામાં આવી છેઃ તે સિવાય બીજો કોઈ હેતુ નથી. અને એ જ બંધારણ કમિટીમાં શ્રીમાન શેઠ ગોરધનદાસ લાધાભાઇ તથા મે૦ કોટક સાહેબ પણ સભ્ય હતા. અને તેની જ મંજુરીએ રચાયેલ બંધારણના નિયમનું ઉલંઘન પણ તે જ શ્રીમાનોના હાથે આ ઘૃણિત કાર્યથી થએલું જણાઇ આવે છે.

શું સન ૧૯૧૩ ના ધર્મો સન ૧૯૨૩ માં બદલાઇ ગયા? અને વળી અજાયબી તો એ છે કે જે ગામે પરિષદનું બંધારણ મંજુર થાય છે તે જ ગામમાંથી તેની અવગણના કરવાનું કાર્ય પણ શરૂ થાય છે!

## ભાઈ ઓધવજી રવજી આયા

રાજકોટ મહાજનની આ સભામાં બીજા બોલનાર ભાઇ ઓધવજી રવજી આયા છે. તેઓશ્રી ગોવા નામજીના તડમાંના છે. રાજકોટનાં પાંચે તડ ભેગાં કરવાના પ્રયાસમાં પણ તેઓ હતા. પણ 'આવી એકતરફી આપખુદી જોઇ તેને શરણે જવા ન માગનાર' પણ ભાઇ આયા હતા. અને એ જ ભાઇ આયા આ કાર્યમાં જે ભાગ ભજવે છે એ જોઇ અમને અજાયબી થાય છે. [illegible]ના 'સચોટ વિવેચન'માં પ્રાચીન ક્ષત્રિયકુળના દાખલાઓનો સ્ફોટ 'હિતેચ્છુકારે' કર્યો નથીઃ પ્રાચીન સમયમાં ગુણ, કર્મ સ્વભાવે જાતિ હતીઃ આજની સામ્યવાદના ધોરણે રચાયલી જ્ઞાતિ સંસ્થાઓ નહોતી. એટલે એવાં ઉદાહરણો અહીં અસંબંધ છે; છતાંય કોઇ ક્ષત્રિય બચ્ચો પારકું, ગરીબનું ઘર ભંગાવી પોતાની વિષયવાસનાની તૃપ્તિ અર્થે તેની બાઇડીને રાખે ને બાળકો પેદા કરે તો તે ક્ષત્રિય નહિ પણ હીચકારો જ ગણાય. અને એવી સ્ત્રીનું નામ પણ સ્ત્રી–ગૃહિણીના લીસ્ટમાંથી છેકી નાખવામાં જ હિંદુ સમાજનું ગૌરવ છે.

બીજી બાબત શુદ્ધિની છે. તે તો બીલકુલ હસવા સરખીજ છે. આ 'જારજ સંતાનો' કોઇ અન્ય ધર્મમાં વટલાઇ જવાની અણી ઉપર નહોતાં. તેમ હોય તોપણ તેને વટલાવતાં અટકાવી શુદ્ધ કરનારી સંસ્થાઓ આર્યસમાજ અને હિંદુશુદ્ધિસભાઓ હસ્તિ ધરાવે છે; તેનું તે કામ છે અને તેની આગળ તે અપીલ લઈ જવાની હોય. પણ જ્ઞાતિને તો તેની સાથે કશુંય લાગતું વળગતું ન હોય કે જ્યાંસુધી જ્ઞાતિની સંયુક્ત પરિષદે તેવા 'શુદ્ધિ'ના ઠરાવો પસાર કર્યા ન હોય! એટલા માટે એવા દાખલાઓ અહીં આ જ્ઞાતિમહાજનોના અરસપરસના સંબંધમાં નિષ્પ્રયોજન છે. અને તેથી રાજકોટ મહાજનને એકે રીતે લોહાણાની ભાટિયાણી રખાતનાં બાળકોને પાવન કરીને લોહાણા ઠરાવવાની કોઇપણ સત્તા નથી.

ત્યારપછી બે ગૃહસ્થોએ ટુંકમાં વિવેચન કર્યાં, પણ તેનાં નામો 'હિતેચ્છુકારે' નથી જણાવ્યાં.

## હજી તો સાંભળ્યું જ !

બાઇ ભાણુજી કોઠારીના તો હજી સાંભળવામાં જ આવ્યું હતું કે રૂા. ૧૦૦૦૦) ની મોટી રકમ બાઇ ભાટિયાણી પાસેથી અમુક ગૃહસ્થોના નામે મૂકાવવામાં આવી છે. આ રૂપીઆની રકમ કેમ મૂકાણી ? શા હેતુએ ? તેની તો કાંઇ ખબર જ પડી નથી, આમાં કાંઇ પોલ તો નહોતું ને ?

## ભાઈ વાઘજી પીતામ્બરદાસઃ

શ્રીમાન વાઘજીભાઇ ધારવા મુજબ વકીલ છે.તેઓશ્રી 'હિંદુ લૉ" પ્રમાણે તથા મનુ-સ્મૃતિ પ્રમાણે આ છોકરાઓને લોહાણા કહેવરાવવાનો હકક છેઃ તેમ જણાવે છે.

કાયદાશાસ્ત્રી અમે નથી, છતાં અમારી સામાન્ય બુદ્ધિ એમ કહે છે કેઃ એક લોહાણો બીજી નાતની સ્ત્રીને તેના જીવતા ધણીએ રાખે ને તે રખાતથી બાળકો ઉત્પન્ન થાય, તે બાળકોને લોહાણાની નાતે લોહાણા તરીકે સ્વીકારવાની ફરજ પાડનારો ' હિંદુ લૉ ' હોઇ શકે નહિ. આમાંતો દરેક ન્યાતોના સ્વતંત્ર કાયદાઓ પ્રમાણે વર્તાય છે અને મનુસ્મૃતિ પ્રમાણે તો એક સ્ત્રીના વિવાહિત પતિના જીવનકાળમાં તેના જારના વીર્યથી ઉત્પન્ન થયેલ પુત્રને 'કુંડ' સંજ્ઞા આપેલી છે. તે 'ગોલક' અને 'કુંડ' એ બન્ને 'જારજાત' સંતાનો છે. એ ઉભય પ્રકારના જારજ પુત્રોને કોઇ પણ પ્રકારના ધર્મ કાર્ય તથા પિંડ દાન આદિનો અધિ-કાર નથી આપ્યો.

બાકી રાજકોટના મહાજનના આ કલહ–કંકાસને જ્ઞાતિમાં રોપનાર કાર્યના સમર્થન માટે મનુ મહારાજે કોઇ જુદી સ્મૃતિ રાજકોટ માટે રચી કાઢી હોય તો તે અમે જાણતા નથી !

## શ્રીયુત કોટક સાહેબનો અભિપ્રાય !

શ્રીમાન કોટક સાહેબ આ કેસના ગુણદોષ ઉપર નિર્ણય થવાનું કહી ખરૂં કર્તવ્ય બજાવતાં એવો મત આપે છે કેઃ ભાટિયા ચંદ્રવંશી—યદુવંશી અને આપણે સૂર્યવંશી હોવાથી, ક્ષત્રિય–બાપ ને ક્ષત્રિયાણી માતાથી ઉત્પન્ન થયેલાં બાળકો લોહાણા કહેવરાવી શકે.

એમ તો આજના યુગમાં ભાટિયા, લોહાણા, મારવાડી, વાણિયા, આ બધી વ્યાપાર કરનારી જાતિઓ છે. તે વ્યાપારી જાતિઓના ગુણ, કર્મ, સ્વભાવ પણ લગભગ સરખા વાણિજ્યવૃત્તિના છે. એ બધી જાતિઓનું સંમેલન થાય ને બધી જાતિઓ સાથે મળી જાય ને ઠરાવ કરે કે આ ચાર જાતિઓમાં રોટી બેટી વ્યવહાર શરૂ કરવો ને બધી જાતિઓ તે પ્રમાણે કબુલ કરે તો એવું અમે પણ ઇચ્છીએ છીએ. પણ એવું તો જ્ઞાતિઓ કરે ત્યારે થાય; પણ અંહીં તો લગ્ન કે પુનર્લગ્ન જેવો કોઇ સંબંધ જ નથી. આ તો રખાત ભાટિયા-ણીનાં સંતાનો છે, તેને લોહાણા ઠરાવવાં હોય તો પણ જે મહાજને તે લોહાણાને બહિસ્કૃત કર્યો હતો તે જ મહાજનની મુન્સફી ઉપર જ્ઞાતિના નિયમો પ્રમાણે આ વાત રહે છે. અને એ નિર્દોષ બાળકોની અધોગતિ થતી હોય તો સમસ્ત જ્ઞાતિભાઇઓની સંયુકત પરિષદમાં આ પ્રશ્ન લાવી એમની અધોગતિ થતી અટકાવવાનો પ્રયાસ કરવો જોઇએ. પણ રાજકોટ મહાજનને સ્વેચ્છાચારિતાથી જ્ઞાતિમાં ઉગ્ર મતભેદો ઉપસ્થિત કરી અસંતોષ ફેલાવનારૂં પગલું ભરવાની સત્તા પરિષદે કે કોઇએ એમને આપી નથી.

પછી રૂ. ૧૦૦૦૦) મૂકાવેલા તેને શ્રીમાન કોટક સાહેબ સારૂં માનતા નથી ને વગર શરતે પાછા આપી દેવા જણાવે છે ને તે સંબંધે જે લીલા બતાવાણી તે વાંચનાર અગાઉ જોઇ ગયા છે.

મે. કોટક સાહેબ પણ પરિષદના બંધારણ ઘડનારી કમિટિમાં સભ્ય હતા.

સમગ્ર લોહાણા ભાઇઓ મે. કોટક સાહેબ તરફ અનન્યશ્રદ્ધા ધરાવે છે. અને તેથી આ ઘટનામાં મે. કોટક સાહેબના આવા અભિપ્રાયથી લોહાણા જનતાના હૃદયમાં અજબ પ્રકારનો વસવસો થયા કરે છે ને તેઓ માને છે કે શ્રીયુત કોટક સાહેબને આ ઘટનાની આગલીપાછલીથી અનભિજ્ઞ રાખવામાં આવ્યા છે. મુંબઈના શ્રી કચ્છી લોહાણા મહાજને કરેલા તાર તથા કાગળની માહિતી એમને આપવામાં આવી ન હોય એવો સંભવ છે. નહિ તો આવી વાંધાભરી બાબતો કે જેનાથી જ્ઞાતિમાં કુસંપનાં બીજ રોપાય, કચ્છી લોહાણા ભાઇઓનું અપમાન થાય, તેવું નામોશી ભરેલું પગલું ભરવાની સલાહ આપે જ નહિ.

અમને પણ શ્રીયુત કોટક સાહેબનો થોડોઘણો અંગત પરિચય છે. તેની નિરાભિમાનિતા, સરળતા માટે અમે માન ધરાવીએ છીએ અને તેથી અમે પણ એ જ વિચારના છીએ. જ્ઞાતિભાઇઓનો આ વસવસો ટાળી સ્થિતિ સ્પષ્ટ કરવા માટે ભાઇ નારાયણ ઠક્કુરના પ્રતિવાદાત્મક નિબંધમાં જ્યારે સમગ્ર હાલાઇ લોહાણા ત્રિભાગપર દોષારોપણ કરવામાં આવ્યું, તે અરસામાં અમે મે. કોટક સાહેબને એક પત્ર રજીસ્ટર કરીને તા. ૧૪–૧૨–૧૯૨૪ ના મુંબઇના શીરનામે લખ્યો હતો. પણ તે રજીસ્ટર પત્ર મે. કોટક સાહેબની અહીં હાજરી ન હોવાના સબબે પોસ્ટમાંથી પાછો ફર્યો. અને ત્યારપછી તે જ પત્રની નકલ તા. ૨૫–૧–૧૯૨૫ના સાધારણ પોસ્ટથી Posting Certificate લઈને મોકલાવેલ છે જે નીચે પ્રમાણે :—

'શ્રીમાન માન્યવર જ્ઞાતિ શિરોમણિ

## રા. બ. હરજીવનદાસ ભવાનભાઇ કોટકની માનવંત સેવામાં:

મુંબઇ.

સવિનય નિવેદન: રા. ઠક્કુરનો પ્રતિવાદાત્મક નિબંધ બહાર પડયા પછી કચ્છનિવાસી સદ્ગત કેશવજીની રખાત ભાટિયાણીના પેટે ઉત્પન્ન થયેલાં સંતાનોને પાવન કરી રાજકોટના મહાજને કચ્છી લોહાણા મહાજનના નિર્ણયને નેવે મૂકયો છે. કોન્ફરન્સના બંધારણનો ભંગ કર્યો છે. આ પ્રશ્ન તરુણ અને વિચારશીલ કચ્છી બંધુઓમાં આમ અવનવી રીતે ચર્ચાઈ રહ્યો છે: એ આપની જાણબહાર નહિ હોય.

અમારી અંગત માન્યતા મુજબ તેમાં કંઇક ગેરસમજુતી પણ ફેલાયલી દિસે છે.

આપના પરિચયમાં આવી જેઓ આપની દીર્ઘદષ્ટિ અને પૃથક્કરણ શક્તિને પિછાની શકયા છે તેઓ એવું અનુમાન કરે છે કે રાજકોટ જ્ઞાતિના સભાપતિ ઈ. સંચાલકોએ આ એક અઘટિત કાર્યનું દોષારોપણ પોતાના ઉપર ન થાય તે માટેજ આપશ્રીને અકસ્માતિક રીતે તે સભામાં બોલાવવાની યુક્તિ રચી હતી. અને પેપરમાં છપાયલા રિપોર્ટ મુજબ વિચારતાં આ ભાટિયાણીબાઇની આગલીપાછલી કારકીર્દીની હકીકતો આપશ્રીને જણાવવામાં આવી નહોતી. તે બાઇ પોતાના જીવતા ધણીએ સદ્ગત કેશવજીની રખાત તરીકે રહી હતી. લગ્ન કે પુનર્લગ્નનો આમાં સવાલ જ પેદા થતો નથી, વગેરે બધી હકીકતો આપને જણાવવામાં આવી હોત તો નથી માની શકાતું કે આવા એક ચર્ચાત્મક, ગંભીર કેસનો તાત્કાલિક નિર્ણય આપે આપ્યો હોત.

અમને પોતાને પણ ઉપરનું અનુમાન કંઈક વાસ્તવિક લાગે છે. છતાંય આ સંબંધે લોકોમાં ઘણી ગેરસમજુતી ફેલાયલી છે અને કદાચ સંભવ છે કે આ સવાલ આસ્તે આસ્તે ગંભીર સ્વરૂપ પકડે તો કચ્છી હાલાઇ વિભાગોની એકતામાં ફૂટ પડે.

આશા છે, આપ શ્રી સમસ્ત જ્ઞાતિના ભલા અર્થે આ બાબતનો સત્ય ખુલાસો અમને લખી મોકલી ઉપકારી કરશોઃ એ અમારી નમ્ર વિનતિ છે. એજ

લી૦ સેવક

**નારાયણજી ગોકળદાસ ડોસાણી**

તંત્રીઃ 'સમાજજીવન'

---

માન્યવર કોટક સાહેબે અમારી ઉપરોક્ત વિનતિનો અમલ કરવાનું વ્યાજબી નહિ ધાર્યું હશે કે કેમ પણ અમને એમના તરફથી કશોય જવાબ મળ્યો નહિ. જો અમને ખુલાસો મળ્યો હતે તો ખુશીથી મે. કોટક સાહેબનો ખુલાસો અમે જાહેરમાં મૂકી અમારા ભાઇઓનો વસવસો દૂર કરી શકત. પણ તેમ નથી બન્યું તો ફરી પણ અમે મે. કોટક સાહેબને આ સંબંધે ખુલાસો કરવા વિનતિ કરીશું અને તે માટે તેઓ અમને માફ કરશે એવી આશા છે.

વ્હાલા વાંચનાર ભાઇ ! રાજકોટ મહાજનના હેવાલની સમાલોચનાથી તમારાં જાણવામાં આવી ગયું હશે કે માત્ર 'અહોરૂપમ્ અહોધ્વની' જેવો પ્રસંગ ઉજવાયો છે. બસ! બધું પાવન ! પાવન !! ભલા! હર્ષનાદના પોકારો તે ઉંડા અંતઃકરણમાંના વ્હેતાં દયાઝરણાં હતાં -કે કોઇ અકલ્પ્ય વસ્તુપ્રાપ્તિના આનંદનાં હતા ? ઇશ્વર જાણે !

## વિચારવાની વાતોઃ

કોઇપણ કામની સાર્થકતા તેના ઉદ્દેશે અંકાવી જોઇએ. આ 'જારજ' બાળકોને પાવન કરી તેને લોહાણા ઠરાવવાનું રાજકોટ મહાજનનું પગલું બીલકુલ ગેરકાયદેસર છે. કોઇ નઠોર પારધી તેના શીકારની છાતીમાં શર ભોંકે તેમ મુંબઇના કચ્છી લોહાણા મહાજનને જ નહિ પણ આખા કચ્છી લોહાણા વિભાગને આથી શર ભોંકાયાં છે. આ નીતિભ્રષ્ટતા વિચારતાં જે ભાવ થાય છે તે વાણીમાં ઉતારી શકાય તેમ નથી. આજે જ્ઞાતિના કેટલાક હેતના કટકા ફરિયાદ કરે છે કે 'પરિષદ મળતી નથી.' શું કામ એ ફરિયાદ કરે છે? તમારામાંના એક પાંચતડાનું બનેલું મહાજન, જેના પ્રમુખ, સેક્રેટરીને પણ બીજી બાબતોમાં ત્યાંના ચર્માપત્રીઓએ 'નામના' કહ્યા છે, તે જ પ્રમુખ અને બીજાઓનું કહેવાતું મહાજન, આવાં અઘટિત કાર્યથી કચ્છી ભાઇઓના અંતરમાં છુરી ભોંકે, તેનું છડેચોક અપમાન કરી મૂર્ખા બનાવે, અને એટલું છતાં તમે એમ માનો છો કે એ સંસ્કૃતિના ચાહક કચ્છીભાઇઓ આ બધી તમારી હાકમદોલ નજરે નીહાળવા છતાં બધું અપમાન ગળી જાય અને તમને માથાના મુગટ તરીકે સ્થાપે ? યાદ રાખવું કે કાલે આ અસંતોષીઓનું વર્તુલ વધશે તો કોણ જાણે એની સર્વગ્રાહી જ્વાળાઓ કેટલી સળગશે તે સમયને માટે એ મનોદશા ઉત્પન્ન કરનારા જવાબદાર રહેશે.

રાજકોટના મહાજને આ સંતાનોને સ્વેચ્છાચારથી પાવન ન કર્યાં હોત તો લોહાણા કોમ ક્યાં ભસ્મીભૂત થઇ જવાની હતી ?

રાજકોટની કઈ આંતરડી આને પાવન કરવામાં ન આવે તો દૂભાઇ જાય એમ હતું? એણે શામાટે અને શા સ્વાર્થે આમાં રસ લીધો છે? શામાટે ન માનવું કે આમાં કંઇક પરોપકારના પડદા આડે કંઇક ભેદ છુપાયલો છે?

શા આધારે માનવું કે રાજકોટ મહાજનનું આ પગલું પ્રમાણિક છે? શામાટે ન માનવું કે આની વચ્ચે ઘણા ધનિષ્ટ અને શિષ્ટ હાથોનો સંબંધ હતો? એવું કહેવાય છે કે કોઇ અલભ્ય વસ્તુ પ્રાપ્ત થતાં માણસ હર્ષઘેલો બની જાય છે અને તેની વાણી પણ બંધ થઇ જાય છે, એમ તો આમાં નથી બન્યું ને? મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજનના ઠરાવ, તેનો તાર તથા કાગળને એક પાંચ તડનું બનેલું મહાજન ઠોકરે મારે એ કુસંપનું પગલું નથી કે? જ્ઞાતિના શ્રેયની કઇ ઉદાર ભાવના આમાં રહેલી હતી? લોહાણા સમુદાયને ઉન્નતિના શિખરે લઇ જવાનું આ પગલું છે કે? આમાં જ્ઞાતિનું કયું શ્રેય છે? આના જવાબો તેમની પાસે શા છે?

જ્ઞાતિમાં કુસંપને આમંત્રણ કરનાર આ અનિષ્ઠ કામમાં બધા દલાલોની નીતિરીતિઓ અજવાળામાં આણે છે, અને પોકાર મારીને સંભળાવે છે કે આ પગલું ગેરકાયદેસર, અને અત્યંત વાંધા પડતું છે ને જ્ઞાતિમાં કુસંપનાં બીજ વાવનાર હોવાથી તત્કાળ તે રદ થવું જોઇએ.

રાજકોટ મહાજનનું આ સ્વેચ્છાચારી કાર્ય દરેક સાચા લોહાણાને શરમાવનાર, કરૂણા અને ગાઢતિમિરથી છવાયલું છે. સીધી કે આડકતરી રીતે કચ્છી લોહાણા ભાઇઓનો અવરોધ કરવા માટે જ આ પ્રયાસ કરવામાં આવ્યો છે. એવા આક્ષેપ અત્યારે ચોમેર થઇ રહ્યા છે. રાજકોટ મહાજનનું આ નામોશી ભરેલું પગલું આખા હાલાઇ લોહાણા વિભાગને ઝાંખપ લગાડનારૂં છે અને આ કલંકથી દૂર થવા માટે, જ્ઞાતિમાં પડતી ફાટફૂટને અટકાવવા, હાલાઇ લોહાણા ભાઇઓએ ચોખ્ખું જાહેર કરી દેવું જોઇએ કે રાજકોટ મહાજનના આ કાર્ય સાથે અમોને કશો સંબંધ નથી.

કોઇ પણ સુધરેલી કોમ પોતાનામાં સંકર લોહી આમેજ કરવાનું કબુલ કરે નહિ. પારસી જેવી કોમમાં પણ સન ૧૯૧૩માં રંગુનના એક શ્રીમંત પારસી ગૃહસ્થે એક બર્મીઝ સ્ત્રી સાથે કાયદેસર લગ્ન કરેલું, તેના પેટની પુત્રીને પારસણ તરીકે સ્વીકારવા તે જ્ઞાતિના પુરોહિતોએ ના પાડી હતી અને તે ઉપરથી ભારે ઝઘડાઓ ઉપસ્થિત થયા હતા; છતાં આખરે તે શ્રીમંત પારસી ગૃહસ્થનું કશું વળ્યું નહોતું. તો પછી આતો એક રખાત સ્ત્રીનાં છોકરાંઓ છે ને જ્યાં સુધી સમસ્ત લોહાણા જ્ઞાતિ પોતાના ધારાધોરણમાં ફેરફાર કરે નહિ ત્યાં સુધી કોઇ પણ મહાજનને પોતાનામાં આવાં બાળકોને લઇ લેવાની સત્તાજ હોઇ ન શકે. આ પ્રશ્ન બાજુપર મુકીએ તો પણ સદરહુ લોહાણો તે કચ્છી લોહાણો હતો અને તે બાબતનો વિચાર કરવાનું કામ કચ્છી લોહાણા મહાજનનું હતું, કોઇદાખલો એવો અત્યાર સુધીમાં બતાવી શકાશે કે કોઇ મહાજનથી બહિષ્કૃત થયેલા હાલાઇ લોહાણા ભાઇને કચ્છી લોહાણા મહાજને સ્વેચ્છાથી પાવન કર્યો હોય?

## પુત્રીનો પિતા :

લોહાણાઓના ચારે વિભાગોમાં કન્યાઓની જોઇએ તેટલી છત હોવાથી પોતપોતાના વિભાગની બહાર કન્યા મેળવવા માટે ભાગ્યે જ જરૂર પડે છે. સિવાય કે તે પોતાના વિભાગમાં અપ્રતિષ્ઠિત હોય અગર તો કોઇ બીજાં એવાં કારણો હોય કે જેથી પોતાના વિભાગમાં કન્યા મેળવવી તેને મુશ્કેલ થઇ પડે : આ ભાટિયાણીબાઇ રાજકોટમાં આવી પોતાની હકીકત છુપાવે છે ને દલાલોની ખટપટથી સગપણ થાય છે. ત્યારે તે પુત્રીનો બાપ કે જે સગપણ કરવા અગાઉ આપણામાં તેનું કુળ, કુંપ, મામા, મોસાળ, વંશાદિની સઘળી માહિતીઓ મેળવ્યા પછી જ સગપણ કરે છે : તેણે આમાંની કશી તપાસ નહોતી કરી? અગર જો તે અંધારામાં રહી થાપ ખાઇ ગયો હોય તો બાઇ ભાટિયાણી છે એવું જાહેર થાય છે ને ન્યાત સગપણ રદ ઠરાવે છે છતાંય નાતનો ઠરાવ ભલે પાછો ફેરવાયો, પણ સાચો લોહાણો આવું જાણ્યા પછી પોતાની પુત્રીને આવાં બાળકને આપવાનું કબુલ જ કેમ કરે? આ ધોરાજીના રહીશ વસનજી ઠક્કરના વલણ સંબંધે આપણે કશું વધુ જાણતા નથી, પણ જે લોહીની પવિત્રતા રક્ષવા માટે લોહાણાઓના પૂર્વજોએ પોતાના પ્રાણોનાં બલિદાન આપ્યાં છે, જે લોહીની પવિત્રતા માટે અનેક સંકટો સહન કરી જનની-જન્મભૂમિનો ત્યાગ કરતાં પણ પાછું વાળી જોયું નથી, તેના જ સંતાનો આજે ક્ષુલ્લક સ્વાર્થવશ થઇ, સંસ્કૃતિને સંકેલી, પવિત્રતાને પધરાવી, સંકર લોહીથી ઉત્પન્ન થયેલ બાળકોને પોતાની દુહિતા આપી આખી હાલાઇ લોહાણા જ્ઞાતિને શરમાવનારી નામોશી વ્હોરી લે છે તે જોઇ કોને શોક નહિ થાય?

ભાઇઓ! હવે રાજકોટ મહાજનના આ સ્વેચ્છાચારી કૃત્યથી જ્ઞાતિના વિભાગોમાં પ્રસરતો અસંતોષ અને પડતી ફાટને અટકાવવા શું કરવું? તેનો વિચાર કરીએ તે પહેલાં આ ઘટનામાં રાજકોટથી લોહાણાઓના હિતને માટેજ પ્રગટ થતા 'લોહાણા હિતેચ્છુ' પત્રના અધિપતિ ભાઇ લાલજીભાઇ નાગજી ગણાત્રાએ કેવી લીલા ભજવી છે તેનો પણ વિચાર કરી લેવાની જરૂર છે.

## 'લોહાણા હિતેચ્છુ'ના સ્વામી લાલજીભાઇની લીલા !

શ્રીયુત લાલજીભાઇ નાગજી ગણાત્રા 'લોહાણા હિતેચ્છુ' નામક અઠવાડિક પત્રના અધિપતિ અને માલિક છે. **જ્ઞાતિમાં બાંધુપ્રેમ એકતા અને સેવાના શુભ અંકુર સ્ફુરાવવાના નિરંતર પ્રયત્નો કરવાનો** તેઓનો સંકલ્પ છે. આ ઘટનામાં પ્રથમથી જ તેઓશ્રીએ જે જે લીલા કરી બતાવી છે અને પોતાના સંકલ્પને કેટલે દરજ્જે સિદ્ધ કર્યો છે તે હવે જોઇએ.

૧ 'લોહાણાહિતેચ્છુ'નાં તા. ૫મી જુલાઇ ૧૯૨૯ના અંકમાં સ્થાનિક ખબરો નીચે આ ભાટિયાણી બાઇ કુંવરબાઇના બાળકનું સગપણ થયું તેની ખબર પ્રગટ થઇ. તેમાં જ્ઞાતિનો દાદ જેરામ થાનાઇ હસ્તક કાનજી ભગતના તડ માટે વસુલ થયો. ને આ સગપણની ખુશાલીમાં બાઇએ મહાજનની વંડીમાં, બોડીંગમાં, પાંજરાપોળમાં, નદીના કાંઠાની જગ્યામાં, અનાથાશ્રમમાં, બાળાશ્રમમાં, લોહાણા ભગતોની ચાલતી પેઢીઓમાં, સેવાસમાજમાં સખાવતો

કરી ને બીજી પણ સખાવતો ચોઠીક કરી. પણ લાલજીભાઇ તે નથી આપતા. ને સગપણમાં દલાલ ખટાઉ હરિભાઇએ મહેનત લીધી ને પાછા જ્ઞાતિના કેટલાક સંભાવિત ગૃહસ્થોની પણ હાજરી હોવાનું જાહેર કરે છે.

'લોહાણા હિતેચ્છુ' ના અધિપતિ ભાઇ લાલજીભાઇને અમે પૂછીએ છીએ કે રાજકોટ જેવા ગામમાં તમે પોતે રહો છો, તેમાં ૧૫૦૦ થી ૨૦૦૦ લોહાણાભાઇઓનાં ઘરો છે. તેમાં અઠવાડિયે કે પખવાડિયે આવાં સગપણોના બનાવો બનતાય હશે, તેમાંનો કોઇ બનાવ આજ સુધીમાં આટલી ચોકસીપર્યંત તમે આપ્યો છે? અને આ સગપણમાં તો દલાલોએ મહેનત કરી, જ્ઞાતિના સંભાવિત ગૃહસ્થોની હાજરી વગેરે આપવાનો હેતુ શો હતો?

વાંચનારને આથી જણાશે કે આ ભાટિયાણીબાઇની કારકીર્દીથી 'હિતેચ્છુ' ના સ્વામી લાલજીભાઇ વાકેફ હતા, પણ ઇરાદાપૂર્વક તે બાઇ તરફના પક્ષપાતના કારણે યા કોઇ અન્ય કારણે તે વાત જાહેર કરતા નથી એમ ન માની શકાય?

૨ જ્યારે આ સગપણની હકીકત મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજનના જાણવામાં આવી, ત્યારે જેમ રાજકોટ મહાજનના પ્રમુખ ઉપર તાર તથા કાગળ શ્રી કચ્છી લો. મહાજન તરફથી લખવામાં આવ્યા. તેમજ 'લોહાણા હિતેચ્છુ' ના સ્વામી ભાઇ લાલજી નાગજી ગણાત્રા ઉપર પણ તેજ દહાડે તાર તથા કાગળ મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજન તરફથી લખવામાં આવેલ છે. આ રહી તે કાગળની નકલ:

"શ્રી દરિયાસ્થાનઃ મુંબઇ

બી. જે. વી. ૧૦ રવેઉ સંવત ૧૯૭૯. તા. ૮-૭-૧૯૨૩.

ઠક્કર લાલજી નાગજી જોગ

શ્રી રાજકોટ

જત લખવાનું કે આજરોજે તમોને અત્રેથી મરનાર ઠક્કર કેશવજી દેવકરણ ચોથાણી અંજારવાળાની રખાતના પુત્ર મેઘજીના સગપણ વીશે તાર કરેલ છે. આ બાબતમાં વિગતવાર પત્ર ભાઇશ્રી ગોવર્ધનદાસ લાધાભાઈને લખવામાં આવેલ છે. તે પરથી આપ તમારી તરફના મહાજનશ્રીજીમાં લાગવગ વાપરી આ લગ્ન થતો ન અટકાવવા માટે બનતા દરેક ઇલાજ કરશોઃ નહિ તો જ્ઞાતિમાં એક ઘણુંજ ગંભીર કુકૃત્ય થઈ જશે. એજ લી૦

શ્રી ક. લો. મા. ની ફરમાસથી

**શિવદાસ ચાંપસિંહ**

જોડીઆ માનદ મંત્રીના ઘટીત."

"તા. ક–મરનાર કેશવજી દેવકરણને, એજ રાખેલી રાંડનાં છોકરાંનું જ્ઞાતિમાં સગપણ ન થવા પામે તે કારણે જ્ઞાતિથી બહાર કરવામાં આવેલ ને તે તેની હૈયાતી સુધી જ્ઞાતિ બહારજ રહેલ. તેના મરણ બાદ આ કહેવાતા છોકરાની માએ અત્રે ન ફાવતાં તમારી તરફ અણજાણ ભૂમીમાં આવી આ પ્રપંચ આદર્યો છે. આશા છે તેના ભોગ તમો થશો નહિ. જે માટે ફરીથી લખવાનું કે આ માટે બનતા ઈલાજ કરી તુરત પુરતો બંદોબસ્ત કરશોજી."

---

" લોહાણા હિતેચ્છુ "ના અધિપતિ ભાઈ લાલજીભાઈની ઉપરનો કાગળ તથા તાર મુંબઈના શ્રી કચ્છી લોહાણા મહાજન તરફથી મળ્યા છતાં આ તાર કે કાગળની હકીકત તેઓશ્રીએ કાંઈ જણાવી હોય એવું બહાર આવ્યું નથી, તેનું કારણ શું? આહીં તેમની ફરજ શું હતી? તેઓ ભાઈએ જો આ આવેલો કાગળ તથા તાર 'લોહાણા હિતેચ્છુમાં' છાપીને રાજકોટવાસી જ્ઞાતિભાઈઓનું તથા પંચશ્રીનું ધ્યાન ખેંચ્યું હોત અને ઐક્ય તથા બાંધુપ્રેમના સંકલ્પને સિદ્ધ કરવા પોતાના વિચારો તે સંબંધી દર્શાવ્યા હોત તો આવી કકળાટને જન્મ આપનારી અઘટિત ઘટના કદિપણ બનવા પામત નહિ, એ તો સાફ સમજી જવાય તેમ છે; પણ શ્રીયુત લાલજીભાઈએ પોતાની ફરજ શા માટે વિચારી નથી તે તેઓ જાણે.

૩ શ્રીમાન શેઠ ગોરધનદાસ કરમશીના પ્રમુખપણા નીચે મળેલ રાજકોટ મહાજનની સભામાં બાઇ ભાટિયાણી છે ને મુંબઈના કચ્છી મહાજનની પંક્તિ બહાર છે, તેથી સગપણનો દાદ પાછો અપાવી સગપણ રદ કરે છે ને રૂ. ૫૧) દલાલનો દંડ કરે છે ત્યારે 'લો. હિતેચ્છુ'ના અધિપતિ, 'બાઇ ભાટિયાણી છે એવું સગાઇ થયા પહેલાં ઘણા જાણતા હતા' તેમ જાહેર કરે છે. આમ જાહેર કરવામાં એમની મતલબ મળેલા મહાજને સગપણ રદ કરવાનું ને પંક્તિ બહાર મૂકવાનું પગલું વ્યાજબી નથી ભર્યું એ કંઇક જણાવવાની હોવી જોઇએ. આ વખતે પણ તેઓશ્રી બાઇ ભાટિયાણી છે એ ખરૂં પણ તેનું લગ્ન કે પુનર્લગ્ન જ્ઞાતિ નિયમ મુજબ મરહુમ લોહાણા કેશવજી દેવકરણ સાથે થયેલ નથી. તે સંબંધે કચ્છી લોહાણા મહાજનનો પત્ર મળ્યા છતાં પોતાના પેપરદ્વારા ખરી હકીકત જાહેર કરી જ્ઞાતિ ભાઈઓને ચેતાવતા નથી, તેનાં કારણો સમજાતાં નથી.

ખરી રીતે શ્રીયુત લાલજીભાઈએ રાજકોટ મહાજનની આ સભામાં ઠરાવ કરનારાઓ ઉપર ગંભીર આરોપ મૂકવા જેવું કર્યું છે કે તેઓમાંના ઘણા બાઇ ભાટિયાણી છે તેવું જાણતા હતા પણ અહીં નહોતા જાણતા તેવો ઢોંગ કરીને આ સગપણ રદ કરી દાદ પાછો અપાવ્યો છેઃ એટલે શ્રીમાન શેઠ ગોરધનદાસ કરમસીના પ્રમુખપણા નીચે મળેલ મહાજનની સભામાં હાજર થયેલ ભાઇઓએ પણ 'લોહાણા હિતેચ્છુ'ની આ યુક્તિ વિચારવા જેવી છે.

૪ તા. ૧૭–૭–૨૩ ની રાજકોટ મહાજનની સભામાં મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજનને મેઘજીને જ્ઞાતિમાં લેવા ભલામણ પત્ર લખવામાં 'લો. હિતેચ્છુ'ના અધિપતિ ભાઇ લાલજી નાગજીની પણ નીમણુંક થઇ, પણ મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજનને કોઇપણ પત્ર મળ્યો નથી એવી અમારી તપાસમાં જણાયું છે; અને તે સંબંધમાં પછીથી કંઇ પણ હકીકત રાજકોટ મહાજનની સભામાં કે 'લો. હિતેચ્છુ'માં પ્રગટ થઇ નથી.

સમગ્ર લોહાણાઓનું હિત કરવાના સંકલ્પવાળા જ્ઞાતિપત્રના અધિપતિ શરૂઆતથીજ આ ઘટનામાં કેવી સંતાકુકડીની રમત રમી રહ્યા છે, તે વાંચનારભાઇ! તમે વિચારી જુઓઃ

૫. પછી તા. ૧૪–૯–૧૯૨૩ ની રાજકોટ મહાજનની સભામાં અરસપરસ અસંતોષ અને ફાટ પડાવવા જેવાં થયેલાં કાર્યને આ 'બાંધુ પ્રેમ અને ઐક્ય ને સેવાના શુભ અંકુર ફેલાવવાના સંકલ્પવાળો 'લો. હિતેચ્છુ'ના સ્વામી લાલજીભાઇ 'આવકારદાયક' પગલું માને છે.

૬ સદરહુ તા. ૧૪-૯-૧૯૨૩ ની રાજકોટ મહાજનની સભા તે સમસ્ત જ્ઞાતિ મહાજનની સભા હતી, છતાં 'લો. હિતેચ્છુ' ના અધિપતિ લાલજીભાઇ, રાજકોટ મહાજનના બંધારણની ધારાની ૩૪ મી કલમ ટાંકે છે. તેમાં ૬૧ મેનેજીંગ કમિટિના મેમ્બરોમાંથી ૨૧ ની હાજરી હોય તો કોરમ પૂરૂં થયેલું ગણાય તેમ જણાવેલું છે. તેથી ૨૧ કરતાં વધુ મેમ્બરોની હાજરી આ સભામાં હતી અને બીજા બંધુઓની આશરે ૨૦૦ થી વધુની હાજરી હતી તેમ જણાવે છે. આ કાંઇ મેનેજીંગ કમિટિની સભા નહોતી, તો પછી કમિટિના મેમ્બરોની સંખ્યાને રાજકોટ મહાજનના બંધારણની ધારાની કલમ ટાંકવાની જરૂર નહોતી. છતાંય આમ કરવામાં 'લો. હિતેચ્છુ'ના સ્વામીનો એ આશય હોય કે રાજકોટમાં ૧૫૦૦ થી ૧૭૦૦ લોહાણા ભાઇઓનાં ઘર છે, તેમાં કું પ્રમાણે પણ ઓછામાં ઓછા ૫૦૦ ભાઇઓની હાજરી સમસ્ત જ્ઞાતિની સભામા હોવી જોઇએ. પણ અહીં તો 'હિતેચ્છુકાર' લાલજીભાઇનું લખવું ખરૂં માની લઇએ તો પણ ફક્ત ૨૦૦ ભાઇઓની હાજરી હતી તેથી કદાચ કોઇ આ મહાજનની બેઠકમાં થયેલા કાર્યને ગેરકાયદેસર ન ઠરાવી શકે તેથી અગાઉથીજ અગમચેતી વાપરીને ધારાની કલમ ૩૪ મી મુજબ કમિટિના મેમ્બરોમાંથી ૨૧ થી વધુની હાજરી હતી તેવું જણાવી આ અઘટિત કાર્યને વાજબી મનાવવાના તેના ઉદ્દેશ સિવાય બીજો કોઇ હેતુ સમજાતો નથી.

૭. ભાઇ ઓધવજી રવજી આયાના 'સચોટ વિવેચન' પછી ટુંક વિવેચન બીજા બે ગૃહસ્થોએ કર્યાં. તેનાં નામો 'હિતેચ્છુકારે' શા ઇરાદાથી પ્રગટ કર્યાં નથી ?

૮ ભાટિયાણીબાઇ કુંવરબાઇને 'લોહાણા હિતેચ્છુ'ના અધિપતિ શ્રીયુત લાલજીભાઇ ડા. કેશવજી દેવકરણનાં 'વિધવા' × જણાવે છે. સમગ્ર લોહાણા જનતાને ખરી હકીકતથી અંધારામાં રાખવાનો આ પ્રયાસ નથી એમ કોણ કહેશે ? અમે 'લોહાણા હિતેચ્છુ'-ના અધિપતિને માનપૂર્વક પૂછવાની રજા લઇએ છીએ કે શ્રીયુત લાલજીભાઇ! એક સ્ત્રીનો પરણેતર ધણી મરી જાય તેની સ્ત્રી તે પરણેતર ધણીની વિધવા ગણાય કે એક રાખેલો 'આશક' મરી જાય, તેની રખાત આશક તે આશકની વિધવા ગણાય ? એટલે આ ભાટિયાણી બાઇ તે તેના પરણેતર ભાટિયા ધણી હીરજી વીરજીની વિધવા ગણાય કે ડા. કેશવજી દેવકરણની 'વિધવા' કહેવાય ? તમે ઠક્કર કેશવજી દેવકરણની વિધવા તરીકે આ ભાટિયાણી બાઇને ઓળખાવી આખી લોહાણા આલમની આંખે પાટા બંધાવવાનો નિષ્ફળ પ્રયાસ નથી કર્યો ? તે શામાટે ? જુઓ! 'લોહાણા હિતેચ્છુ' ના અધિપતિની બુદ્ધિની સૂક્ષ્મતા, દૃષ્ટિની ગહનતા ને કલ્પનાની ભવ્યતા !

૯ રાજકોટ મહાજનની આ સભામાં, થયેલા મૂર્ખાઇ ભરેલા કાર્યના પ્રગટ થયેલા હેવાલમાં જોતાં 'લોહાણા હિતેચ્છુ' જેવા પત્રના વિદ્વાન અધિપતિ તો સાવ મુંગા જ રહ્યા લાગે છે. ફક્ત આવા આવકારદાયક (!) પગલા માટે મે. કોટક સાહેબ તથા પ્રમુખ સાહેબનો આભાર માનવાનો છેવટમાં ઠરાવ રજુ કરીને 'હિતેચ્છુકાર' કૃતકૃત્ય થાય છે !

નાતોની બેઠકોમાં આભાર માનવાની આવી પદ્ધતિ નોંધવા જેવી છે !

કોણ કહી શકે તેમ છે કે એ તાળીઓના ગડગડાટમાં ન્યાયની હૃદયશાંતિ હતી કે એ તાળીઓના ગડગડાટમાં નામોશી, નબળાઇ, હલકાઇની કારમી કાલિમા હતી !

× ખુદ ડા. કેશવજી દેવકરણનું વીલ, પ્રોમેટ તથા તેનો કરાંચી લખેલો પત્ર આ વાતનું ખુલાસો પુરવાર કરે છે. જુઓ આ પુસ્તકમાની લેખકની પ્રસ્તાવના:

કોઇપણ કાર્યની સાર્થકતા તેના ઉદ્દેશે અંકાય છે. 'લોહાણા હિતેચ્છુ'ના અધિપતિ ભાઇ લાલજીભાઇની મનોદશા આ કાર્યમાં કેવી હતી તે હવે ધોળા દિવસ જેવું સમજાઇ જવાય છે: અને તેથી અતિશય આતુરતાપૂર્વક કેટલાક પ્રશ્નો વિચારવા માટે ઉદ્ભવે છે:

## થોડાક વિચારણીય પ્રશ્નો!

'લો. હિતેચ્છુ' પત્રના અધિપતિ રાજકોટ મહાજનની દરેક બેઠકમાં હાજરી આપે છે કે આ ઘટનાના વિચાર માટે મળેલી સભાઓમાં જ હાજર થયા હતા? મુંબઇની હાલાઇ લોહાણા જાતિની ૨૦–૨૨ વર્ષની કન્યાએ થોડા વખત પહેલાં સ્વચ્છંદી રીતે એક ભાટિયા જાતિના પુરૂષ સાથે પસંદગીનાલગ્ન Civil marriage કર્યાં તો તે બનાવને ચંદ્રવંશી, સૂર્યવંશી, સંબંધને સંતાડી લજ્જાસ્પદ ને આખી જ્ઞાતિને શરમાવનારૂં કૃત્ય 'લોહાણા હિતેચ્છુ' માને!

જીવતા ધણીએ ગમે તે કારણે કોઇ લોહાણી પતિના ઘરમાંથી ભાગી છુટી અન્યને ત્યાં આશ્રય શોધે તો તે કાયદાની દૃષ્ટિએ ભયંકર ગુન્હો ગણાય છે. તો તેમાં જ્ઞાતિની અધોગતિ માને: જ્ઞાતિનાં બંધનો ઢીલાં પડી જવા માટે. બળાપા 'લો. હિતેચ્છુ' કરે અને જ્ઞાતિનું અસ્તિત્વ ટકાવવા માટે આવા સ્વચ્છંદ વ્યવહારનો સમૂળો નાશ કરવાની બાંગ 'લો. હિતેચ્છુ' પોકારે અને રઘુવંશી લોહાણા જ્ઞાતિને ટાણો મારે કે ' આવી વર્ણસંકરતા તમને વ્હાલી છે' ? એમ 'લો. હિતેચ્છુ' પૂછે: મહાજનોમાં ન્યાય નથી અપાતા તે માટે ઘણીવાર પોતાની કટારોમાં કટાક્ષ કરે. ડૉ. ગૌરના વર્ણાન્તર લગ્નના ખરડાની વિરૂદ્ધમાં પણ 'લો. હિતેચ્છુ' ઉપદેશ કરે, તે જ 'લો. હિતેચ્છુ'ને આ અતિ અનર્થકારક બનાવ કે જેનાથી અરસ્પરસ એકતામાં ફાટ પડવાનું, એક છોકરૂં પણ સમજી શકે તેમાં કંઇ એટલો વરી જવું કેમ ન જણાયું ?

'લો. હિતેચ્છુ'ને તો ઉલટું રાજકોટ મહાજનનું આ પગલું આવકારદાયક (!) લાગ્યું. તેનું કારણ કોઇ અજબ્ય મોહનમંત્રનો પ્રભાવ નથી ને? અને આવકારદાયક પગલું (!) આ કાર્યને પોતે માને છતાં 'લો. હિતેચ્છુ'માં અગ્રલેખ લખી મુબારકબાદી આપવાનું પણ તેઓને કેમ નથી સુઝ્યું? આમાં સીધી કે આડકતરી જોખમદારીને જમીનદોસ્ત કરી દેવાનો હેતુ શો? પત્રકાર એટલે 'લોકશિક્ષણનો આચાર્ય' આ આચાર્યનું આમાં તેણે કયું કામ કર્યું છે? 'લોહાણા હિતેચ્છુ'એ પ્રજાજીવનનો વિકાસ કરવામાં કેટલો પ્રયાસ કર્યો છે તે તો તે જાણે, પણ લોહાણા પ્રજાજીવનમાં ભારે વિક્ષેપ પડાવનારા આ અઘટિત કાર્યમાં તેઓશ્રીએ અગ્ર ભાગ ભજવ્યો છે એમ આટલું જાણ્યા છતાં પણ કોઇ ન માની શકે એ બની શકે એવું છે? રાજકોટ મહાજનના આ અઘટિત નિર્ણયમાં, કયા હાલાઇ લોહાણા મહાજનનો ટેકો હતો તે 'હિતેચ્છુકાર' બતાવી શકશે?

અંતઃકરણ જેવી ચીજ જો એમની છાતી તળે હયાત હોય તો તે અંતઃકરણ ઉપર હાથ મુકી 'લો. હિતેચ્છુ'ના સ્વામી લાલજીભાઇ ખુલી રીતે જણાવે કે આ અઘટિત ઘટનાએ લોહાણાના હિતનું શું મંગળાચરણ તેઓશ્રીએ કર્યું છે! આવાં દુર્ઘટ કાર્યથી કોમના અમુક ભાગમાં છુપાઇ રહેલી કુસંપની પ્રસરતી જતી અસંતોષની લાગણીને નિભાવવાની ખાસ કરવાની 'હિતેચ્છુકાર'ને હજી સુધી શા માટે જરૂર જણાઇ નહિ!

પરસ્પરની ગેરસમજણો ને ગફલતો ટાળવી, એ આપણા ઉજ્વળ ભાવી માટેની જરૂર 'હિતેચ્છુકાર'ને શા માટે લાગતી નથી? જ્ઞાતિહિતની કયી બાબતો રાજકોટ મહાજનનાં આ કાર્યમાં રહેલી હતી? ઐકયનો મહીમા અત્રનીમાં નિર્વિવાદ છે. આમાં કયું ઐકય સધાયું તે તેઓશ્રી બતાવશે? જે સમાજના હિતનો દાવો કરનાર પત્ર તરૂણવર્ગની આકાંક્ષાઓ, આદર્શો ને ભાવનાઓનાં દ્વેષ બુદ્ધિથી ખૂન કરવામાં ફરજ સમજે અને કેટલીક અનિષ્ટ બાબતો તરફ જાણવા છતાં ક્ષુદ્ર સ્વાર્થને લઇને આંખમીચામણાં કરવાની બેવકૂફી ચાલુ રાખે તે પત્ર શું શું સુધારો કરી શકે? એટલું જ નહિ પણ તેના હોવાથી પણ જ્ઞાતિને લાભ શું? અને એટલા જ ખાતર આવાં પત્રોમાં આવતી બાબતો લોહાણા જનતામાં જરાય અસર કરતી નથી. જ્ઞાતિનું હિત કરવાની ધગશ 'હિતેચ્છુ'એ, આમાં કેટલી બતાવી છે તે હવે અજાણ્યું નથી રહ્યું. 'લો. હિતેચ્છુ'ના સ્વામી એમ કહી શકશે કે આમાં તેણે સત્યનો ઘાત નથી કર્યો?

શું એ ખરૂં છે કે આ કેશવજી દેવકરણના કહેવાતા દીકરા મેઘજીના લગ્નમાં વ્યવસ્થાનો ભાર ઉપાડનારાઓમાં 'હિતેચ્છુ'ના અધિપતિ પણ હતા અને મુંબઇના તેમના મોરગેજ મૂકેલા ઇસ્ટેટના વ્યાજની ચોખવટ કરવા અત્રેની એક જાણીતી પેઢીમાં પણ એ જ 'લોહાણા હિતેચ્છુ'ના સ્વામી લાલજીભાઇ તેની વતી ગયા હતા?

આ સાંભળેલી વાત સાચી હોય તો 'લો. હિતેચ્છુ'ની પામર મનોદશા માટે સૌને ભારે ખેદ થશે. લોહાણા જ્ઞાતિના ઇતિહાસમાં આજદિન સુધી 'જારજ' પુત્રોને પોતાનામાં છડેચોક ભેળવી, લોહીનો બીગાડ થવા દેવાનું, સંકરતા પ્રવેશવા દેવાનું એક પણ ઉદાહરણ 'હિતેચ્છુ'ના અધિપતિ લાલજીભાઇ બતાવી શકશે કે? અને પોતાના વિભાગથી બહિષ્કૃત થયેલા કોઇ પણ હાલાઇ કે ઘોઘારી લોહાણાભાઇને કચ્છી લોહાણા મહાજને સ્વેચ્છાચારિતાથી પોતાનામાં ભેળવવાનું એક પણ અનુચિત પગલું ભર્યું હોય તેવો એક પણ દાખલો 'હિતેચ્છુકાર' દેખાડશે કે? નાતોની બેઠકોમાં 'સર્વાનુમતે' શબ્દનો અર્થ દેશી રાજ્યોના ઠુમારોમાં 'ઘટતા' અને 'ધોરણસર' શબ્દના અર્થથી વિશેષ કંઇ નથી. માત્ર એક લખવાની તે રીત જ છે. દૈત્યને પણ પોતાના દૈત્યપણાનો બચાવ કરવાની દલીલો હોય છે. અન્યાયને પણ ન્યાયના અનેક પોશાકો પહેરાવી શકાય છે. ઘણા ડાહ્યા ગણાતા માણસો પણ સંજોગોને વશ થઇ ભૂલો કરે છે. તેવી જ રાજકોટ લો. મહાજનની આ એક મૂર્ખાઇભરેલી ભૂલ થઇ છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. પણ 'હિતેચ્છુકાર'ને હજી તે ભૂલ 'ભૂલ' જણાઇ નથી.

'લોહાણા હિતેચ્છુ'ના અધિપતિ શ્રીયુત લાલજીભાઇએ પોતાનો 'ઐક્ય ને બાંધુપ્રેમ' જ્ઞાતિમાં સ્થાપવાનો સંકલ્પ આમાં કેટલે દરજ્જે સિદ્ધ કરી બતાવ્યો છે તે વાંચનાર, આમાંથી સમજે. જે હિતનો જ્ઞાતિના ભલા માટે ઉપયોગ નથી કરવામાં આવતો તે હિત હવે લોહાણા જ્ઞાતિને ખરમે પણ નથી ખપતું.

'લો. હિતેચ્છુ'ની ઢંગધડા વગરની નીતિરીતિ માટે બહુ લખી શકાય; પરંતુ તે સર્વ બોજો અમારા મિત્ર ભાઈ નારાયણ ઠક્કુર સ્વતંત્ર પુસ્તક લખવાના હોવાથી એમના ઉપર રાખી અમે તો અહીં માત્ર આ અઘટિત ઘટનામાં તેઓશ્રીએ કેટલા સેવાના શુભ અંકુરો

[illegible] પ્રતિષ્ઠા કરશું. તાત્પર્ય કે બીજી બાબતોમાં ગમે તેમ હોય પણ આ [illegible] શ્રી 'હિતેચ્છુ' એ ભાઇ નારાયણ ઠક્કરે આપેલાં 'વેરચ્છુ' નામને જ સાર્થક કર્યું છે, એમ સાફ દેખાઇ આવે છે.

---

## મુંબઇનું શ્રી કચ્છી લોહાણા મહાજન.

પંથ તડોનું—આપસઆપસમાં ઠામ વાસણ માટે કલહ કરતું રાજકોટ આમનું મહાજન પોતાના પત્ર તથા તાર ઉપર લક્ષ ન આપતાં, પરિષદના બંધારણની કલમને ન ગણકારતાં, જ્ઞાતિના કાયદા વિરુદ્ધ પોતાનું ધાર્યું કરે અને એવું અપમાન થાય છતાં, કચ્છી ભાઇઓના પૈસે ચાલતી જ્ઞાતિની વિદ્યા સંસ્થાઓ×એ આ૦ભાટિયાણી બાઇના વરેશનું કશું દાન ન સ્વીકારવું; એટલી માત્ર શુભ આશાઓ પાઠવીને પોતાની દુભાયલી લાગણી વ્યક્ત કરીને, પોતાના ઉપર થયેલા એ પાપમય હુમલાનું પરિણામ શું આવે છે તે બેઠું બેઠું જોયા કરે છે એ તેની સહિષ્ણુતા અને પ્રાચીન ખાનદાની ખમીર ઓછું ધન્યવાદને પાત્ર છે?

## હવે શું કરવું ?

વાંચનાર ભાઇઓ ! તમે કચ્છી, હાલાઇ, ઘોઘારી, ગુજરાતી ગમે તે વિભાગના હો, પણ આ બધી આગળ પાછળની હકીકત જાણ્યા પછી તમને જરૂર લાગશે કે એ ત્રણ વકીલોએ રાજકોટ મહાજનને ઉંધે રસ્તે દોરવી તેના પાસે સ્વેચ્છાચારિતાનું, આ જ્ઞાતિમાં કુસંપ કરાવવાનું અઘટિત આચરણ કરાવ્યું છે. રાજકોટ મહાજનની આ કાર્યમાં, શ્રીમુંબઇના કચ્છી લોહાણા મહાજનની પરવાનગી વગર હાથ ઘાલવાની કોઇ નીતિની નજરે પણ સત્તા નહોતી. લોહાણા જ્ઞાતિના ઇતિહાસમાં આવું નિંદિત કાર્ય હજી સુધી થયાનું જાણમાં નથી. આવું અઘટિત કાર્ય કરી રાજકોટ મહાજને એક ભારે કલંક વહોરી લીધું છે: પણ ભલભલાઓ એમજ ભુલાવો ખાતા આવ્યા છે ને ભૂલ તો દેવથી પણ થાય; પણ હવે સૌથી સરળ અને સ્હેલો રસ્તો તો એ છે કે રાજકોટ મહાજન પોતાની ભુલ સમજે અને પોતાની મૂર્ખાઇનો પશ્ચાતાપ કરી જ્ઞાતિમાં કલહ પેસતો અટકાવવા પોતે તા. ૧૪–૯–૧૯૨૩ ની મહાજનની સભામાં કરેલો ઠરાવ રદ કરી, શેઠ ગોરધનદાસ કરશનજીના પ્રમુખપણા નીચે મળેલા મહાજનમાં થયેલો ઠરાવ કાયમ રાખે. અને એકતાની તુટું તુટું થયેલ ગાંઠને સાંધી લઇ પોતાનો દૈવી ગુણ દુનિયાને બતાવી આપે. જેમ એક માણસ ગુન્હો કરીને પકડાવામાં પાપ માને તેમ રાજકોટ મહાજન પોતાની ભૂલ ન સુધારે તો લોહાણા જ્ઞાતિના સંસ્કૃતિચાહક યુવકબંધુઓએ આગ્રહપૂર્વક બહાર આવીને રાજકોટ મહાજનના આ અનુચિત કાર્યથી સમગ્ર લોહાણા આલમને વાકેફ કરવી. અને રાજકોટ મહાજનને પોતાનો આ નિર્દય નિર્ણય ફેરવવાની ફરજ પડે તેવા સઘળા બંધારણસરના પ્રયાસો ચાલુ રાખવા. રાજકોટના મહાજને મુંબઇના શ્રી કચ્છી લોહાણા મ-

---

× અમારા સાંભળવા મુજબ આ બાઇનું દાન જેમ કચ્છી લોહાણાભાઇઓના પૈસેથી ચાલતી સંસ્થાઓએ નથી સ્વીકાર્યું તેમ મુંબઇની સુખડવાળા અને બનાતવાળા નામે ચાલતી પોષારી શા૦ની [illegible] પણ નહિ સ્વીકારી આવા કાર્ય પ્રત્યે પોતાની અણગમાની લાગણી વ્યક્ત કરી છે.

હાજનના ઠરાવ, તારીખ [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] રખાત ભાઇના બાળકોને લોહાણા ઠરાવવાથી આખી હાલાઇ લોહાણા [illegible] [illegible] [illegible] છે અને રાજકોટ મહાજનના આ અઘટિત કાર્યથી ભાઇ નારણજી ઠક્કર, [illegible] [illegible] આખી હાલાઇ લોહાણા કોમ ઉપર દોષારોપણ કરે છે તેમાંથી બચવા માટે, તેમજ [illegible] કચ્છીભાઇઓને ખાત્રી કરી આપવા માટે કે: ' ભાઇઓ, તમારી દુભાયલી લાગણી પ્રત્યે અમારી સહાનુભુતિ છે. રાજકોટ મહાજનના આ અનુચિત કાર્યમાં અમારો કોઇ જાતનો સંબંધ નથી અને રાજકોટ મહાજને પોતાની ભૂલ સુધારી લેવાની મતલબના ઠરાવો પસાર કર્યા અને આ લોકમત જાગૃત કરવાના કાર્યમાં અમારાથી બની શકતી સહાય આપવા અમે નિરંતર તૈયાર રહીશું.

ભાઇઓ ! તમને તમારી પૂર્વ સંસ્કૃતિનું જરા પણ અભિમાન હોય, તમારા પૂર્વજોની પ્રતિષ્ઠા અને કીર્તિને નિષ્કલંક રાખવાની તમને કાળજી હોય, તમે કચ્છી, હાલાઇ, ઘોઘારી ને ગુજરાતી વિભાગોમાં અરસપરસ એકતાની ગાંઠ મજબુત રાખવાને ઉત્સુક હો તો આ લોકમત જાગ્રત કરવાની, ગામેગામ મહાજનોની સભા મેળવી, ઠરાવો પસાર કરી તે ઠરાવોની નકલો મુંબઇના શ્રી કચ્છી લોહાણા મહાજન તરફ તથા રાજકોટના મહાજન તરફ તથા પબ્લીક પત્રોમાં મોકલી આપવાની તમારી ફરજ સ્પષ્ટ છે, તે અદા કરો ! અમે ઇચ્છીએ છીએ કે આ વિનતિને અમારા સૌ ભાઇઓ સત્કારી કર્તવ્યરતમાં લાગી જાય:

આટલું કામ થયા પછી રાજકોટ મહાજન પોતાનો આ અઘટિત નિર્ણય નહિ જ ફેરવે તો પછી તેના માટે શું કરવું ? તે વિચારવાનું પાછળ રાખી અહીં અંતમાં **तमसो मा ज्योतिर्गमय** હે પરમાત્મા ! તું અમારી જ્ઞાતિને અંધકારમાંથી પ્રકાશમાં લઇ જા ; એ પ્રાર્થના સાથે અમારૂં ધર્મકર્તવ્ય આ સમયે પૂરૂં થયું સમજી વીરમીએ છીએ. **इत्योम्**



આ પુસ્તકનું સાદ્યંત લક્ષપૂર્વક અવલોકન કરી તે સંબંધમાં પોતાના અભિપ્રાયો, લેખકને મોકલી આપવાની સર્વ, વાંચનાર ભાઇ બ્હેનોને વિનતિ કરવામાં આવે છે.



# સેવાસમિતિ પુસ્તકાલય

## — સૂચિપત્ર —

---

(પુસ્તકો પ્રગટ કરનાર તથા વેચનાર)
૧૨૩, ગુલાલવાડી, મુંબઇ ૪

---

જો તમારે હિન્દુસમાજના ઉદ્ધારની ચાવી જોઇતી હોય, સંસારમાં સ્વર્ગ અનુભવવું હોય તો આબાળવૃદ્ધ સ્રીપુરૂષ સર્વને ઉપયોગી નીચેની રસપૂર્ણ સામાજિક નવલકથાઓ તુરત મંગાવી લો.

—(-:o:-)—

બહાર પડી ચૂકી! જલદી મંગાવી લો!

# મહીલાઓની મહાકથાઓ

( લેખિકાઃ- બ્હેન લક્ષ્મીબાઇ ગો. ડોસાણી, તંત્રીઃ સમાજજીવન )

---

સરળ ભાષા અને સ્વતંત્ર રચના માટે બ્હેન લક્ષ્મી ક્યારનાં પ્રસિદ્ધ થઇ ચૂક્યાં છે. આ પુસ્તકમાં ૨૩ નાની મોટી વાર્તાઓ છે. તેમાંની એકેકેએક વાર્તા આજે હિંદુસંસાર —રંગભૂમિપર ભજવાતા જુદા જુદા હૃદયવિદારણ પ્રસંગો છે. એ કલ્પનાના તરંગો નથી, પણ આજના હિંદુસમાજની રાક્ષસી રુઢીની ચક્કીમાં પીસાઇ પાયમાલ થએલી, હિંદુસમાજને શાપ આપતી જુદી જુદી બ્હેનોનાં અંતરનાં દ્વારો ઉઘડાવી આલેખેલી મહાકથાઓ છે. તેમાંની એક જ વાર્તા વાંચવાથી તમારાં ખરચેલાં નાણાં વસુલ થઇ જશે. સમાજમાં આ પુસ્તક ક્રાન્તિ કરાવનાર થઇ પડશે. ગુજરાતી ટુંકી વાર્તાઓના સાહિત્યમાં આવું પુસ્તક કદી પ્રગટ થયું નથી. કોઇ પણ ઘર આ પુસ્તક વગર સૂનું રહેવું ન જોઇએ. ફલામણ છપાઇ, એન્ટીક પેપર, પાકું સોનેરી પુઠું નયનરંજક ચિત્રોઃ કિ. રૂા. ૩-૮-૦

શારીરિક, માનસિક ઝઘડાં-લગ્નનાં ભય કર પરિણામો, વાસના, દંભ અને ધર્મના ઇજારદારોની પોલ; કન્યાવિક્રય, બાળલગ્ન, વૃદ્ધલગ્નનાં વરઘોડા, મંદિરોના ગોટાળા, વિધવાઓની હાલત, ન્યાતના નખ્ખોદીયા પટેલોનું ન્યાયને નામે ફારસ, અસહિષ્ણુતા, સ્વાર્થાન્ધ નરપશુઓના સ્વપત્ની સાથે વ્યભિચાર, મહિલાશ્રમોનું પોકળ આદિ અનેક વિષયો દરેક વાર્તામાં એવી રીતે ચર્ચવામાં આવ્યા છે કે વાંચનારને જાણે તે આંખ સામે અત્યારે જ બનતો બનાવ હોય તેમ લાગે છે. વાર્તાઓ નીચે મુજબ છે:—

૧ **સવિતાની આત્મકથાઃ** રૂપિયાની થેલીઓ ગણનારા બાપે બાળવયમાં, એક પત્ની જીવતી છે, એવા નરપિશાચને પરણાવતાં સવિતાનો નીચ માલીક કેવી દુર્ગતિ કરે છે અને આખરે સવિતા કેવી બંડખોર થાય છે તે આમાં જોશો.

૨ **વીરબાઇની વિતક વાતઃ** એક વિષયી નરપિશાચના ફંદમાં ફસાઇ પડેલી આ ભાટિયાણી કેમ પાયમાલ થાય છે, પશ્ચાતાપની ભઠ્ઠીમાં શેકાવા છતાં ન્યાતે તેનો બહિષ્કાર કરતાં તેનું જીવન કેમ ધુળધાણી થાય છે ? તે તો આ વીરબાઈ પોતે જ તમને કહેશે.

૩ **કાન્તાની કથનીઃ** રૂઢીના યજ્ઞમાં પોતાનું બળીદાન આપતી આ કાન્તાબાઇની આત્મકથા જાણતાં તમારાં કાળજાં કકળી ઉઠશે.

૪ **દુઃખી કમળાઃ** કન્યાવિક્રયી બાપના પેટે પડેલી આ કમળાની કરૂણ કથનીથી જો તમારૂં કલેજું કંપે તો જરૂર તેમને મદદ કરજો.

૫ **અવલની આપવીતિઃ** નગરશેઠના મિથ્યાભિમાની છોકરાને પનારે પડેલી, અનેક સામાજિક અત્યાચારો સહન કરતી અવલ કેમ ત્યજાય છે, તે જાણતાં તમે દુઃખનાં બે આંસુ પાડશો જ.

૬ **સુરબાળાઃ** દંભી સુધારકની જાળમાં સપડાયલી આ મુગ્ધ હૃદયી વિધવા હરિણી અંતે નિરાશાના અંધકારમાં ગોથાં ખાતી આસલેટ છાંટી આ પૈશાચિક જગતથી કેમ છુટી થાય છે, તે નહિ વાંચશો તો જરૂર પસ્તાશો.

૭ **અતિલક્ષ્મીની આત્મકથાઃ** મિથ્યા કુળાભિમાની જાલીમ પંતુજી ધણીના પૈશાચિક કર્મથી બિચારીનો કેમ અકાળે અંત આવે છે તે ચિત્ર કમકમાટી ઉપજાવશે.

૮ **પરાણે વૈધવ્યઃ** બ્રાહ્મણધર્મનું દેવાળું ન નીકળી જવા દેવા માટે બળાત્કારે વૈધવ્ય આ બાળા પાસે કેમ પળાવાય છે ? બાળલગ્ન, વૃદ્ધલગ્નની વેદીપર કેમ હોમાય છે ? કહેવાતાં મહિલાશ્રમોમાં કેવી પોલ ચાલે છે ? આ બધા સામાજિક અત્યાચારો વાંચતાં તમારૂં હૈયું હચમચી જશે.

૯ **અનિલાની આત્મકથાઃ** એક નાલાયક-નામર્દ શંકાશીલ પતિ બિચારી અનિલાને કેવી હાલતમાં મૂકે છે, ને આખરે અનિલા કેમ બંડખોર બને છે ? તે તમને અનિલા પોતે કહેશે.

૧૦ **ઓત્તમની આપવીતિઃ** અજ્ઞાનતાની સાક્ષાત પ્રતિમા ઓત્તમ જીવનનાટકના અનેક પ્રવેશો ભજવી અંતે કેમ ખાનાખરાબ થઈ જાય છે તે તમે પ્રત્યક્ષ જોઇ શકશો.

૧૧ **જડીની જીવનકથાઃ** એક ભવમાંથી પાંચસાત ભવ કરીને પણ સુખી ન થનાર આ જડીબાઇની જીવનકથા તમને કંઇક નવું જ બતાવશે.

૧૨ શારદાની જીવનસંધ્યાઃ વિદુષી શારદાનો નબળો માલિક અવિશ્વાસ અને શંકાની નજરે જોય છે અને અનેક [illegible] માનસિક યાતના સહેલી શારદાના જીવનની સંધ્યા કેમ થાય છે, તે વાંચતાં તમને આવી હીજડા મારીડો ઉપર ધિક્કાર વરસશે.

૧૩ જમનાની જીવનકહાણીઃ ભગત પતિની વિધવા થએલી જમના મસ્તાના મહારાજોના પંજામાં કેમ જઈ પડે છે? ખાસાસેવકીઓનું શું રહસ્ય છે? ધર્મની પોલ છતાં હિંદુ-સમાજ કેમ આંધળો બને છે એ જોવું હોય, તો સાંભળો જમના કહે છે તે.

૧૪ મણીગૌરીની આત્મકથાઃ પ્રબળ વાસનાના પ્રભાવે પતિત થયેલી બ્રહ્મચારી બાળાની આ કથામાં વૃદ્ધલગ્નના વરજોળા, કામાંધ ટ્રસ્ટીઓનાં કાળાં કર્મો, ગરીબને ગોળાથી વીંધનાર હિંદુસમાજની હલકી માન્યતાનું ચિત્ર જોતાં હતાશ થઈ જશો.

૧૫ એક વૃદ્ધાની આત્મકથાઃ વેશ્યાઓ કેમ બને છે? સમાજમાં પારકી સ્ત્રીને વેચવાનો વ્યાપાર કરનારો વર્ગ અનેક કેવા ગુલામી વ્યાપાર ચલાવે છે? વગેરે દીલને ચોંકાવનારી અનુભવી હકીકતો આ વૃદ્ધા તમને જણાવશે.

૧૬ રામબાઇની રામકહાણીઃ "શાક સારૂં નથી કર્યું" ના મહા(!) અપરાધસર રામબાઇને રખડતી મૂકનાર રામજી ઠાકરની લાયકાતનું પ્રદર્શન, નાતના પટેલોની પંચાત, જેઠાણીની નીચતા તમને આ રામકહાણી કહેશે ને સમાજમાં ચાલતા અત્યાચારથી તમે થરથરી ઉઠશો.

૧૭ એક વનિતાનાં વિતકઃ એક જ ભૂલનો ભોગ થઇ પડેલી આ વનિતાની વિતક વાત તમને હિંદુસંસારના અજબ રંગઢંગ દર્શાવશે.

૧૮ જીવકોરની જીવનકથાઃ વિષયી પતિથી સાતસાત સંતાનની માતા થએલી માયકાંગલી જીવકોર આખરે સાવકા પુત્રની દયા ઉપર મૂકાઇ ફાંસો ખાઇ જીવનનો કેમ અંત આણે છે તે જાણવું હોય તો જરૂર તમારે આ વાંચવી પડશે.

૧૯ કુંદન અને હું: આ એક જ વાર્તા તમારા ખરચેલા પૈસા વસુલ કરી દેશે. આમાં કામાંધ પતિનો સ્વપત્નીઃ વ્યભિચાર, 'ઘર વિના તડ નથી' ની મીમાંસાઃ સત્યનારાયણની કથા ને પારાયણની પોથીને પવિત્ર કરતો ભટજી મનુષ્ય મટી પશુ થતાં દંપતીશય્યાને દુર્ગંધથી કેવી ભરી મૂકે છે? તે જુઓ!

૨૦ સાચી સ્વયંસેવિકાઃ આ વાર્તા ઇર્ષા-દ્વેષના આતસમાં સળગી રહેલી સ્ત્રીઓની પરોપકારી(!) સંસ્થાઓમાં ચાલતા દંભનો પડદો ખોલે છે. આંખ હોય તો જુઓ!

૨૧ શાન્તાની જીવનસંધ્યાઃ સાટાની સમર્પણમાં આવેલી શાન્તાની નિષ્ઠુર સાસુ સુવાવડમાં કેમ તેનો જીવ લે છે? તે કરૂણ કથા વાંચતાં તમે કંપી ઉઠશો.

૨૨ રમાની રામકહાણીઃ પતનને પગથીએ ઉતરતાં જીવન કેવું અધમ બને છે? શ્રીમંતોની પિશાચલીલા જોવી હોય તો જરૂર આ કથા તમારે વાંચવી પડશે.

૨૩ [illegible] સંકલ્પઃ આ [illegible] ભાવના-વિચારો તમારે મનન કરવા પડશે.

[illegible] તમને આનંદ સાથે જ્ઞાન આપી હાલના હિંદુસમાજમાં ચાલતી [illegible] તેમાંના [illegible] ચિત્રો તો તમે પળેપળે જોશો. આવી [illegible] વાર્તાઓ જીવનસંગ્રામ [illegible] કરવાનો સુગમ માર્ગ શોધી શકશો.

# લોહીનો વેપાર

( સચિત્ર સામાજિક નવલકથા. )

ગુજરાતી ભાષામાં આજ સુધી કદિ બહાર ન પડેલી એવી, હિંદુસમાજના [illegible] પ્રશ્નની તદ્દન સ્વતંત્ર અને નિર્ભયપણે ચર્ચા કરનારી આ એકજ સ્વતંત્ર નવલકથા છે. તમે ભલભલી વાર્તાઓ વાંચી હશે પણ આનંદમાં ગરકાવ કરી દેવા સાથે ગુજરાતના હિન્દુસમાજના ઉદ્ધારની ચાવી તો તમને આ નવલકથા જ બતાવશે.

તમે 'લોહીનો વેપાર' જોયો તો હશે પણ એ વેપાર નીચે કેવો ભયંકર જ્વાળામુખી ધગધગી રહ્યો છે તે જાણો છો? તમે કદિ હિન્દુબાલિકાને લગ્નમંડપમાં મંગળ ફેરા ફરવાનો ઇનકાર કરતી જોઇ છે? રિવાજ પ્રમાણે પતિ થઇ બેઠેલા પત્થરને લોખંડના ચણા ચવરાવનાર દ્રૌપદી કદિ નજરે નિહાળી છે? લગ્નમંડપમાં ઘોડેસ્વાર થઇ આવેલા વરરાજાને ભર્યા મહાજનમાં 'ભાઇ' કહી પુકારનારી સિંહણ સમી આર્યપુત્રી જોઇ છે? અણીવાર તોરણેથી વર પાછો વાળનારી કુસુમકળીની અજબ સ્વતંત્રતાનો પ્રભાવ કદિ તમે અનુભવ્યો છે? આ બધા ચમત્કારો તમને 'લોહીનો વેપાર' બતાવશે! આજેજ 'લોહીનો વેપાર' તમારી લાયબ્રેરી માટે વસાવી લો.

તેમાં સામાજિક બંડ છે, નવું સમાજમંદિર રચવા માટેનાં વિધાન છે, દમ્ભી સમાજ સુધારકો ને દમ્ભી ધર્મના પોકળના પ્રકાશ છે, ને બીજું કંઇ એવું એવું છે કે જે તમે આજદિન સુધી ન જોયું હોય; આઠ આઠ મનોમુગ્ધકાર ચિત્રો, અપ-ટુ-ડેટ બાઇન્ડીંગ; એન્ટીક પેપરપર કળામય છપાઇ; આ દળદાર ગ્રંથની કિમ્મત ફક્ત રૂ. સાડાચાર.

## અભિપ્રાયોમાંથી થોડાકનો ટુંક સાર :

( સાહિત્યઃ ડીસેમ્બર, ૧૯૨૪ )

"હમણાં બહાર પડેલી કોઇપણ નવલકથા કરતાં "લોહીનો વેપાર" સહેજે ચઢી જાય તેમ છે. આપણા સાહિત્યમાં એ તદ્દન નવા પ્રકારની છે ને જ્યાં સુધી એ સાહિત્ય જીવશે ત્યાં સુધી આ નવલકથા સૌ હોંશે હોંશે વાંચશે.........આની અંદર પુરુષનાં બીજી વારનાં લગ્ન, હાલનાં સંમતિ વગરનાં લગ્ન, સ્ત્રીઓની પરતંત્રતા, વૈષ્ણવ મંદિરોની અપવિત્રતા, દીકરીઓનું વેચાણ—તેમના લોહીના વેપાર વગેરે દુષ્ટ રિવાજોની ઠીક ઝાટકણી કાઢી છે...વગેરે.

( સાંજ વર્તમાન તા. ૭-૧-૨૫ )

લોહીનો વેપારજ જાણે હિંદુ સમાજમાં ચાલી રહ્યો છે તેનું હૃદયદ્રાવક બયાન આ નવલકથા કરાવે છે......મી. ડોસાણીએ સેવાસમિતિ ગ્રંથમાળામાં એ મનોવેધક નવલકથાનો ઉમેરો કર્યો છે....આ વાર્તા માત્ર નવલકથાના શોખીનોનેજ નહિ પણ સાહિત્યના રસિકોને પણ વાંચવાની અમે ભલામણ કરીએ છીએ.

( ગુજરાતી પંચઃ તા. ૧૦-૧૧-૧૯૨૪ )

સામાજિક કુધારાઓ સામે બંડ કરવાનો માર્ગ લેખકે બતાવ્યો છે......વિધવાઓના છુપા વ્યભિચારનાં પોગળ લેખકે લલિતાના પાત્રદ્વારા રજુ કરીને સમાજને ચેતવણી આપી છે કે તેમને ફરીથી પરણાવો. કેટલાક વિદ્વાનોમાં ખપતાં પણ અંદરખાનેથી [illegible] સેવનાં દંભીઓનાં ચરિત્રો પણ લેખકે આ પુસ્તકમાં સમાવ્યાં છે. એકંદરે આ નવલકથા આપણા હિંદુસમાજનું સિંહાચિત્ર બતાવે છે.

( [illegible]: તા. [illegible]-૪-[illegible] )

આ એક સામાજિક નવલકથા છે. હિંદુસમાજમાં રૂઢી-વિચરાતાથી જે ઘોર અત્યાચાર થાય છે તેનું આબેહુબ ચિત્ર આલેખવામાં લેખકે સારી નિપુણતા દર્શાવી છે......જયા અને કુસુમ જેવી સંસ્કારી બાળાઓ સામાજિક અત્યાચારો સામે બંડ ઉઠાવે અને લલિતા જેવી અર્ધદગ્ધ વિધવાઓ [illegible] જેવા ધર્મઠગોના ફંદમાં ફસાઇને વેશ્યાવાડે બેસાય તેમાં હાલની હિંદુસમાજની સ્થિતિ જોતાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. અને જ્યાંસુધી આપણી ન્યાતો તથા સમાજ જાગૃત નહિ થાય ત્યાંસુધી સમય જતાં અનર્થોની સંખ્યા વધતી જવાનો સંભવ છે. સ્થળે સ્થળે લેખકે ખોટી રૂઢીઓપર પ્રહાર કરવામાં ખામી રાખી નથી.

( રંગુન સમાચાર: તા. ૧૩-૧-૨૫ )

વાર્તાનાં દરેક પાત્રો એવા તો સચોટપણે આલેખવામાં આવ્યાં છે કે વાંચતી વખતે નાટક સામે જ ભજવાઇ રહ્યો હોયની એવો ખ્યાલ આવી જાય છે. અમે આ વાર્તા દરેક ગુર્જર ભાઇબ્હેનોને વાંચવા ખાસ ભલામણ કરીએ છીએ.

( ગુજરાતી કેસરી: તા. ૨૨-૧-૨૫ )

આધુનિક સમયમાં આપણો સમાજ બાળલગ્ન, કફોડી હાલત વૈધવ્ય, ખોટાં બંધન, ધર્મના ઢોંગ વગેરે અનેક અત્યાચાર અને અનાચારોનો ભોગ થઇ પડયો છે. જેનાં ભયંકર ચિત્રોનું વર્ણન હોઇ...આપણી અવદશાનું ભાન થઇ શકે તે રીતે આ પુસ્તકમાં વિવિધ પ્રસંગો ગુંથીને આબેહુબ ચિત્રો દોરવામાં આવ્યાં છે.

( હિંદુસ્થાન: તા. ૨૮-૧૨-૨૪ )

સમાજ રચનાનું પુનરવિધાન એ આ નવલકથાનો હેતુ છે......આ વાત કથાકારે ગુજરાત સમક્ષ નવલકથાના રૂપમાં મુકી છે અને સમાજને એ રીતે જાગ્રત કરવાને પ્રયાસ કર્યો છે તે આવકારપાત્ર છે.

( કર્મભૂમિ: તા. ૨૬-૧૨-૨૪ )

સમાજના સુધારક સામે 'લોહીનો વેપાર' નવનવી વિચારમૂર્ત્તિઓ ખડી કરી શકે છે. ડી. ડોસાણીએ આ પુસ્તક પ્રકાશનથી નવલકથાના સાહિત્યમાં સરસ ઉમેરો કર્યો છે,

---

છપાય છે! છપાય છે!! છપાય છે!!!

# ધીખતો જવાળામુખી

## 'લોહીના વેપાર'નું અનુસંધાન

ગુજરાતના બંડખોર લેખક રા. કાપડિયાની રસઝરતી લેખિનીથી લખાયેલી 'લોહીનો વેપાર' નામની અદભુત નવલકથાથી આજે કયો ગુજરાતી અજાણ છે? એ જ લેખકે 'લોહીના વેપાર'નાં બંડખોર પાત્રોને ઉઠાવીને આ 'લોહીના વેપાર'નું અનુસંધાન લખ્યું છે. તેમાં માનસશાસ્ત્રની નજરે હિંદુસમાજનું ઝીણવટથી અવલોકન કર્યું છે: 'લોહીનો વેપાર'ના કરતાં પણ રા. કાપડિયાની કલમે આમાં કમાલ કરી છે: સુંદર સોનેરી પુઠું, [illegible] છપાશે કિં. [illegible]

[illegible] ગ્રાહક તરીકે નામ નોંધાવનારને રૂ. [illegible] માં મળશે.

# વનિતાની વાતો

સંસારના સંતાપમાં સળગી રહેલી સુન્દરીઓની આ કરૂણાજનક કહાણીઓ તમારી આંખ આગળ રૂઢીને નામે ચાલતા દંભ તથા અપંચ ખુલા કરી તમારા હૈયાને હચમચાવી મૂકશે. જુઓ:

વાર્તા ૧ લી—બાળલગ્નની બદી સામે પોકાર કરી જીંદગીના વમળમાં પડેલી એ સ્ત્રીઓ કમકમાટી ઉપજાવે તેવી પોતાની જીવનકથાઓ રજુ કરે છે અને તેમાં ગરીબ સંસારની હાડમારીઓ, બાળમરણનાં ભયંકર કારણો અને ધર્મનીતિ વિનાની કેળવણી લઇ દેશનમાં ફસાઇ પડેલી એક સુધરેલીનો પ્રતિહાસ એવી અસરકારક ભાષામાં ગુંથવામાં આવ્યો છે કે જે વાંચતાં તમારૂં દિલ કંપી ઉઠશે.

વાર્તા ૨જીઃ—સ્ત્રીઓમાં રમાતા જુગારથી કેવું માઠું પરિણામ આવે છે અને સંસારની કેવી દુર્દશા થાય છે તે એક વણિક કોમની સ્ત્રીને મોઢેથી તેનાં અવળાંકર્મની કહાણી જાણી તમે આશ્ચર્યચકિત થઇ જશો.

વાર્તા ૩જીઃ—આ દેશમાં સાધુ બાવાઓ ભોળી બાઇઓને ભમાવી કેવી પોપલીલાઓ કરે છે, ધ્યાન, પ્રચાર, અને ભક્તિને નામે જુવાન વિધવાઓમાં કેવો અનાચાર ફેલાવે છે, ભગવી ચીંદરી ધરનારાઓ —સાધુના રૂપમાં શયતાનો સમાજની આંખમાં ધોળે દહાડે કેવી ધૂળ નાંખે છે, તે વાંચતાં આ એક જ વાર્તા તમને આખા પુસ્તકનું મૂલ્ય વસુલ કરાવી દેશે.

વાર્તા ૪ થી—રૂઢીના જુલમ તળે કચડાએલી એક પ્રેમયોગિની રૂઢીના અનેક ત્રાસો સહન કરીને છેવટે પોતાના જીવનને પ્રકાશને પંથે શી રીતે વાળી શકે છે, તેનો ચિતાર:

વાર્તા ૫ મી—એક દીનહીન શિક્ષકની સ્ત્રી પોતાના માંદા પતિને લઇ મુંબઇમાં જતાં ત્યાં કેવી અવદશા ભોગવે છે અને આખરે આપઘાત કરીને જીવનનો કેવી રીતે અંત આણે છે, તે વાંચી શહેરના સડેલા જીવન ઉપર તમને જરૂર તિરસ્કાર આવશે.

વાર્તા ૬ ઠ્ઠી—ગરાસીઆની કોમમાં દાયજો લેવાના નિંદ્ય રિવાજથી એક સ્ત્રીનું બીજી સ્ત્રી સાથે લગ્ન થયાની કમકમાટી ભરેલી વાર્તા વાંચીને એ કરૂણ પ્રસંગ ઉપર તમારા હૃદયમાં પ્રશ્ન ઉઠશે કે આ તે કુમારિકા કે વિધવા?

વાર્તા ૭ મી—રૂઢીના જુલમથી ત્રાસ પામી હિંદુ સ્ત્રીઓ ખ્રિસ્તીધર્મમાં કેવી રીતે ઘસડાઇ જાય છે, તેનો મંજુ સ્ત્રીઓને મોઢેથી રજુ થએલો હેવાલ આ ... અને સંતાપ નામક વાર્તામાં જોઇ શકશો.

વાર્તા ૮ મી—હિન્દુ અવિભક્ત કુટુંબોમાં ધર્મ, રૂઢી અને રિવાજને નામે કેવા દંભ તથા ગોટાળા ચાલે છે અને તેને પરિણામે જુવાન વિધવાઓનાં જીવન અંધકારને

# અબળાની આત્મકથાઓ

## (૧૬ સાંસારિક ચિત્રો)

સ્ત્રીજાતિ ઉપર હિન્દુસમાજ કેટલી હદ સુધી 'ડાયરીઝમ' ચલાવે છે? ત્રાસ, જુલમ અને આપખુદી સહન કરતી આર્ય—બાળાઓનાં જીવન કેવાં અધમ થઇ જાય છે તેનો હૃદયભેદક ચિતાર આ પુસ્તક વાંચતાં આંખ સામે ખડો થાય છે. ૧૬ સંપૂર્ણ વાર્તાઓ છે. તેમાં થોડીક તો જુઓ:—

૧ લી વાર્તા: કન્યાવિક્રયી માબાપોનાં દુષ્કૃત્યથી દીકરીઓનો સંસાર કેવો સડેલો થઇ જાય છે, તે આ એક જૈન કુમારિકાની કરૂણ કથની વાંચતાં સમજાશે.

૨ જી વાર્તા: સાસુ નણંદના જુલમથી ત્રાસેલી રડવા કૂટવાના દુષ્ટ રિવાજે રામશરણ થનારી આ બ્રાહ્મણ કુમારિકાની આત્મકથા તમારી આંખમાં આંસુઓ લાવશે.

૩ જી વાર્તા: પરદેશ ગયેલા પતિની પત્ની યમુના પર કેવા કેવા કારમા કેર વર્તાય છે, તેનો ભરકોર્ટમાં ચાલેલો કેસ, અને મેજીસ્ટ્રેટ સમક્ષ તેણે કહેલી જીવનકથા વાંચતાં સડી ગયેલા હિન્દુસંસારનું તમને ભાન થશે.

૪ થી વાર્તા: વ્યભિચારી પતિના પનારે પડેલી, સાસુ નણંદના જુલમ સહતી શોક્યના સાલથી દુ:ખી થતી આ ઔદિચ્ય બ્રાહ્મણકન્યા ઉષાની આત્મકથા રૂઢીની ભીષણતા અને સ્ત્રીવર્ગની પરાધીનતાનું ભાન કરાવશે.

૫ મી વાર્તા: હિન્દુસ્થાનમાં વેશ્યાઓ કેમ વધે છે? તે આ નાગરજાતિની મોઢે ચઢાવેલી કન્યા વિમળાકુમારીની જીવનકથાથી તમે જાણી શકશો.

૬ ઠ્ઠી વાર્તા: કણબીની ન્યાતની આશાબાઇની આત્મકથા તમને કેળવણી ખાતાના ઇન્સ્પેકટરો મહેતીજીઓને કેવી રીતે શીશામાં ઉતારે છે તે સમજાવશે.

૭ મી વાર્તા: શ્યામાની આ આત્મકથા હિંદુસંસારમાં કજોડાંથી થતી પાયમાલીનાં દર્શન કરાવશે.

૮ મી વાર્તા: પુરોહિતની દીકરી ઇન્દીરા વેશ્યા બનવા જેટલી સ્થિતિએ કેવી રીતે પહોંચી, તેનું બયાન તમારા હૃદયને કમકમાવી નાખશે.

૯ મી વાર્તા: વિનોદિનીની આત્મકથા તમને આર્ય અબળાની અજબ સહનશક્તિ તથા ઉચ્ચ આત્મભોગનો ખ્યાલ આપશે.

૧૦ મી વાર્તા: નણંદના કુકર્મે ભાભી રૂપાળીને ભોગવવી પડેલી અસહ્ય યંત્રણા નો તમે રૂપાળીનું વૃત્તાંત વાંચીને જાણી શકશો.

૧૧ મી વાર્તા: એક કચ્છી બાઇની આ આત્મકથા તમને હિન્દુ શિક્ષિકાઓમાં, ધર્મમંદિરો, ધર્મગુરૂઓ, તથા સંસ્થાઓમાં ચાલતા ભવાડાઓનો ભેદ ખુલ્લો પાડશે.

૧૨ મી વાર્તા: લોહાણાની પુત્રી સુશીલા કેવી રીતે દુ:શીલા બને છે તેનો ઉલ્લેખ શબ્દોમાં કરી શકાય તેમ નથી.

૧૩ મી વાર્તા: કોકીલાની આ કર્મકથા તમને હિન્દુસમાજની નીચતા—નઠોરતાનું અનુમાન કરાવશે.

આથી પણ હિંદુસંસારની નીષ્ઠુરતાનું વધુ દર્શન તો તમને ૧૪, ૧૫, ૧૬ મી વાર્તા કરાવશે. આમાંની એકજ વાર્તા વાંચવાથી તમારા ખરચેલાં નાણાં વસુલ થઇ શકશે.

જલદી મંગાવી લો. પાકું પુંઠું, સોનેરી નામ, કિમ્મત રૂ. ૨—૮—૦

# અંધકારપર પ્રકાશ.

## ( અતિરસિક સચિત્ર નવલકથા )

હિંદુસમાજની પુનર્રચના કરી સંસારમાં સ્વર્ગ ઉતારવાને માટે સતત પ્રયાસ કરતા તનમન અને લલિત–નાયક નાયિકાના અજબ પ્રેમાકર્ષણનો પ્રભાવ તમે જાણ્યો નહિ તો જીવનનો એક મેઘિ લ્હાવો ગુમાવી દેશો.

એમાં સામાજિક બંડ નથી પણ બંડખોરો કેમ પેદા થાય છે તેની એક કરૂણ અને રમ્ય કથા છે: પ્રેમ એટલે સંપૂર્ણ સ્વાર્પણ, પ્રેમ એટલે ઢીંગલા ઢીંગલીના ખેલથી કોઇ તદ્દન જ જુદી પડતી સ્વર્ગીય વસ્તુ—આ વ્યાખ્યાપર લોહીના વેપારના જ લખકે પોતાની ભાવભરી ભાષામાં તનમન અને લલિતના સંસારની સ્વર્ગીય સૃષ્ટિ ખડી કરી છે. તે ઉપરાંત હિંદુસમાજના બળતા પ્રશ્નો: વિધવાવિવાહ, પતિતોદ્ધાર, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, વર્ણાશ્રમધર્મ વગેરેનો રસિક રીતે ઉકેલ કર્યો છે.

જીવનને દિવ્ય વીણાના સંગીત જેવું બનાવવું હોય તો આ પુસ્તક તમારે મંગાવ્યે છુટકો છે. નયનરંજક ચિત્રો, પાકું પૂઠું, સોનેરી નામ, કિમ્મત રૂ. ૨–૮–૦

# વિશ્વલીલા

## (અતિ રસિક નવલકથા)

એક શ્રીમંત કુટુંબના ઘરમાં ચાલતા વિચિત્ર ગોટાળાનું બેહુદું ચિત્ર: વિધવા ચંચળાને મુનીમ ભોગીલાલ કેવી રીતે પ્રપંચ રમી ફસાવે છે, અને આખરે તે અનીતિના આચરનાર બન્નેનો કેવો અંજામ આવે છે, તે જાણવું હોય તો આ પુસ્તક સત્વર મંગાવી લો.

પ્રેમરસથી ઉભરાતી આ સુંદર રસમય નવલકથા વાંચતાં તમે બે ઘડી સાનભાન ભૂલી જશો. પ્રેમાળ મુલાયમ હાથોવાળી વિશ્વેશની જાદુગરી લીલા તમને સંસારની સ્નેહવાટિકામાં સહેલ કરાવી પ્રેમસૃષ્ટિના રસિક વિહારી બનાવી દેશે. તેમાંના ચિત્રો તમારી આંખો ઠારશે. પાકું પૂઠું, રૂપેરી નામ, કિમ્મત ફકત રૂ. ૨–૦–૦

### ત્રણ આના સિરીઝ.

૧. બાઇડીઓની વાતમાં તમે શું જાણો ? ૨. હરામી હરિફવાળાો ને બીજી વાતો

અમારી આ ત્રણ આના સિરીઝ તો તમને સ્નેહસરિતામાં સ્નાન કરાવશે. દરેકની કિમ્મત ત્રણ આના.

આ સિરિઝ સામટી સસ્તે ભાવે વેચી નાખવાની છે. ખરીદનારે તુરતજ લખવું.

લોહાણા ભાઇઓને વધામણી ! બહાર પડી ચૂકયો !

# લોહાણા પ્રજાનો ઈતિહાસ અને અવલોકન.

( ત્રણે નિબંધો તથા રાજકોટમાં બનેલી ઘૃણિત ઘટનાની સમાલોચના સાથે )

---

લોહાણા ક્ષત્રિય પ્રજાનો આ ઇતિહાસ દરેકે દરેક લોહાણા ભાઇઓના ઘરમાં હોવો જોઇએ. તેની અંદર એવી એવી મનનીય ઐતિહાસિક બાબતો છે કે જે વાંચવાથીજ જાણી શકશો. ટુંકમાં સેંકડો રૂપિયા ખરચતાં જે હકીકતો ન મળે, તે તમને માત્ર રૂપિયા ૧ માં મળશે. કોઇ પણ લોહાણાભાઇનું ઘર આ ઇતિહાસના પુસ્તક વગર સનું ન રહેવું જોઇએ.

સદરહુ પુસ્તકની અંદર ઇતિહાસ અને હમણાં હમણાં લોહાણા જ્ઞાતિમાં બનેલી અનિચ્છિત ઘટનાઓની સમાલોચના એ બે વિભાગો પાડવામાં આવ્યાછે. જે નીચે પ્રમાણે—

## ઇતિહાસ વિભાગ.

## સમાલોચના વિભાગ

વાતાવરણ
ઇનામી નિબંધ પ્રકાશનું પ્રયોજન
પરિક્ષક કમિટી
ઓળખાણ
લોહાણા મૂળ રઘુવંશી છે, બાંવદા નથી.
બીજી અઘટિત ઘટના
મેજીસ્ટ્રેટ સાહેબનો ચુકાદો
કચ્છી લોહાણા મહાજનનો ઠરાવ
રાજકોટ મહાજનની સભાનો હેવાલ
પરિષદનું બંધારણ
થોડાક વિચારણીય પ્રશ્નો.
હવે કરવું શું ?
મુંબઇનું શ્રી કચ્છી લોહાણા મહાજન
આપણે રઘુવંશી કે બાંવદા ?
કારણો
અમારો હેતુ
લોહાણા હિતેચ્છુનું વલણ
બાંવદા એટલે રઘુવંશી
એક ભાટિયા ભરથારની ફરિયાદ
સાંજ વર્તમાનની ટીકા
કચ્છી લો. મહાજનનો કાગળ
મહાજનની કાર્યવાહી મીમાંસા
વિચારવાની વાતો
નાતના કહેવાતા આગેવાનોની ફરજ
લોહાણા હિતેચ્છુના સ્વામી લાલજીભાઇની લીલા
વિગેરે વિગેરે.

---

## બીજી નવલકથાઓ:

સચિત્ર નવી નવલકથા ! પ્રગટ થઇ ચુકી!

## -ઉષા અને અરૂણ આવશે ત્યારેજ સૂર્યોદય થશે-

સુપ્રસિદ્ધ લેખક રા. ભાનુના હાથે લખાયલી આ સામાજિક નવલકથામાં નિઃસ્વાર્થ પ્રેમ, પતિતોદ્ધાર, શ્રીમંતોના દંભ-પ્રપંચ, મૂડી મજુરી આદિ હિન્દુસમાજના અતિ ગુંચવણભર્યા પ્રશ્નોનો બહુ રસભરી રીતે ઉકેલ કરવામાં આવ્યો છે. તે વાંચતાં તમને નવા યુગની ઝાંખી થશે. સુંદર નયનરંજક ચિત્રો સાથે, સોનેરી નામ. પાકું પૂઠું, કિમ્મત રૂ. ૩-૦-૦,

---

## જી, રોજી:

સુપ્રસિદ્ધ પારસી લેખક શ્રી. કાબરાજીના હાથે લખાયલી આ ફક્કડ નવલકથા સૌએ વાંચવા જેવી છે. કિ. રૂ. ૧-૮-૦.

---

ઘણા વખતથી અપ્રસિધ્ધ રહેલી લોકપ્રિય નવલકથા.

## પ્રમાદધનની પ્રભુતા

અથવા

## સરસ્વતીચંદ્રનો ઉપસંહાર.

---

આજકાલ પ્રસિદ્ધ થતી ઘણી નવલકથાઓ વાંચી કંટાળી ગયા હો, પુષ્કળ પૈસા ખરચી નિરાશ થયા હો તો આ અદ્વિતીય સર્વોત્કૃષ્ટ નવલકથા ફક્ત રૂપીઆ સાડાચાર ભૂખ જરૂર મંગાવો; જેથી તમારો સઘળો કંટાળો દૂર થઇ જશે અને તમારી લાયબ્રેરીમાં એક અમુલ્ય રત્ન વધશે.

# સેવાસમિતિ, પુસ્તકાલય

## ચુંટી કાઢેલાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| મધુરાણી (કવિ-દામોદરકૃત) | ... ૩-૦-૦ | સત્તરમી સદીનું ફ્રાન્સ | ... ૩-૦-૦ |
| સ્વર્ગમાં [illegible] | ... ૩-૦-૦ | વિલક્ષણ વેર | ... [illegible]-૦-૦ |
| લીલા યાને શાંતિતંત્ર | ... ૨-૮-૦ | કર્પૂર મંજરી | ... ૦-૮-૦ |
| સ્વરાજ્યને પથે | ... ૨-૮-૦ | શહેનશાહી દિલ્હી દરબાર | ... ૩-૦-૦ |
| [illegible]ની મહત્તા | ... ૪-૮-૦ | ગુલીસ્તાનનું ગુલ | ... ૫-૨-૦ |
| ગુલામી વેપાર: ભાગ ૧-૨ | ... ૪-૦-૦ | શ્રીમતિ વિજયા | ... ૩-૦-૦ |
| સ્વ. સયુજ્તરામના નિબંધો | ... ૧-૮-૦ | સોરઠનું સ્વાર્પણ | ... ૨-૪-૦ |
| રાજા રામકૃષ્ણ | ... ૩-૦-૦ | બે બેદી (ડિટેક્ટીવ) | ... ૧-૮-૦ |
| ગોકૃ વિલાયતઃ | ... ૫-૦-૦ | વસંત વીણા | ... ૨-૦-૦ |
| માઢી ચરિત્રી | ... ૪-૦-૦ | ધર્મનો જય | ... ૧-૪-૦ |
| મહીલાઓની મહાકથાઓ | ... ૩-૮-૦ | દુઃખી સંસાર (મણીશંકર ભટ્ટ) | ... ૧-૪-૦ |
| વિશ્વલીલા | ... ૨-૦-૦ | કાળું ગુલાબ | ... ૧-૮-૦ |
| લોહીનો વેપાર | ... ૪-૮-૦ | અકુલ | ... ૦-૬-૦ |
| વનિતાની વાતો | ... ૩-૦-૦ | કલકત્તાનો કારાગૃહ | ... ૧-૪-૦ |
| અબળાની આત્મકથાઓ | ... ૨-૮-૦ | બાળ વિહાર | ... ૦-૧૨-૦ |
| અંધકારપર પ્રકાશ | ... ૨-૮-૦ | સુશીલાના પત્રો | ... ૧-૪-૦ |
| સૈનિકની સુંદરી | ... ૪-૦-૦ | મુક્તધારા | ... ૦-૮-૦ |
| વિશ્વમોહિની ભા. ૧ થી ૮ | ... ૧૬-૦-૦ | યૌવનનાં સ્મરણો | ... ૧-૦-૦ |
| વસંતવિજય ભા. ૧ થી ૪ | ... ૧૨-૮-૦ | સ્વદેશ ગીતો | ... ૦-૧૨-૦ |
| જીવન શિક્ષા | ... ૧-૮-૦ | આદર્શ ચરિત્રાવલિ | ... ૧-૪-૦ |
| કાઉંટ ઉઠાવગીર ભાગ ૧-૨ | ... ૪-૪-૦ | લોહાણા મૂળ રઘુવંશી છે (નિબંધ) | ૦-૪-૦ |
| ટોલસ્ટોયની વાર્તાઓ | ... ૦-૪-૦ | એન્ડ્રુ કાર્નેગીના લેખો ને ભાષણો | ... ૦-૮-૦ |
| પંજાબનું પ્રચંડ કાવતરૂં | ... ૦-૬-૦ | હનુમાનની મૂર્તિ | ... ૧-૮-૦ |
| હાય આસામ ! | ... ૧-૦-૦ | સુભદ્રા | ... ૦-૧૨-૦ |
| બોમ્બગુમનું બંગાળ | ... ૧-૦-૦ | નાશિક પંચવટી વર્ણન | ... ૦-૧૨-૦ |
| આસામપર હલ્લો | ... ૧-૪-૦ | લોહાણા રત્નમાળા | ... ૧૦-૦-૦ |
| મુંબાઈનો વેપારી અનુભવ | ... ૩-૮-૦ | પંચીકરણ | ... ૧-૮-૦ |
| સાહિત્યાદર્શ | ... ૨-૮-૦ | અસહકાર | ... ૦-૮-૦ |
| શ્રી—રાજી. (કાબરાજીકૃત) | ... ૨-૮-૦ | સાચાં મોતી | ... ૨-૦-૦ |
| સંસારી કે સન્યાસી | ... ૨-૦-૦ | તપસ્વીની | ... ૦-૧૨-૦ |
| બંસરી [illegible] | ... ૩-૦-૦ | ધર્મ, અર્થ, કામ, મોક્ષ | ... ૧-૦-૦ |
| [illegible] | ... ૫-૦-૦ | ભારત નાટક (ઉરદુ જબાન) | ... ૦-૧૨-૦ |
| [illegible] | ... ૧-૮-૦ | રાષ્ટ્ર કિર્તન | ... ૦-૩-૦ |
| [illegible] | ... ૨-૮-૦ | ભારતિય સ્વરાજ્ય | ... ૪-૦-૦ |

